# બેજન મનીજેહ

અને

# ગેવ—ગોશસ્પ.

અસલ બે કયાની કીસ્સા.

બેટ બાજીમાં.

લખનાર:—

છપાવી પ્રગટ કરનાર—

જેહાંગીર નશરવાનજી પટેલ (ગુલફામ.)

કોટ—મુંબઇ

# અર્પણ.

---

આ૦ મી૦ ફાઝલભાઇ મહેરઅલી ચીનાઇ,

નામદાર ગવરનરની ધારાસભાના મેમબર,

સ્તેંડીંગ કમીટીના પ્રમુખ

અને

મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ,

જેવણે

નાત જાત અને કોમના ફરક ધ્યાનમાં લીધા વના
પ્રજાની અતીશય કીમતી સેવા બજાવ્યા જાય છે.
તેમને મારી તરફના દરેક માનની ઇંચ્છાની તરીકે
આ ચોપડી અર્પણ કરવાની રજા લઉં છું.

મુંબઇ,
તા૦ ૧-૫-૧૪.

(ગુલફામ)

# કાંઇક ખુલાસો



આ નાનકડી ચોપડી વાચનારી આલમ સનમુખ રજુ કરતા મારી તર્ફના એક—બે બોલ લખવાની હુ રજા લઈશ. બેજન-મનીજેહનો કીસ્સો મે બેટ બાજીમાં લખીને તૈયાર કર્યો હતો અને ૧૯૧૩ ના જાનેવારી મહીનામા તેનો ઉપયોગ કરવાનો મને પ્રસગ મલ્યો હતો. દેવલાલીના મી૦ હોમી શેઠનાની માલેકી હેઠળ ચાલતા ગ્રાંડ હોટલમા તે વેલા હુ રહેલો હતો અને ત્યાંની જાણીતી બોર્ડીંગ સ્કુલના પ્રખ્યાત પ્રીન્સીપલ મી૦ એદલજી દોરાબજી તલાટી સાથે અનેકવાર મને મુલાકાત થતી હતી સ્કુલમા જઇ છોકરાઓ સાથે વાત ચીત કરવામા મને કાઇ ઔર ગમત મલતી હતી અને મી૦ તલાટીની મહેરબાનીથી એકવાર આખી સ્કુલના છોકરાઓ આગળ એક રમુજી ભાષણ આપવાની મને જોગવાઇ મળી હતી, તે ભાષણ પછી કાંઇક ઉતેજન લઇને મે આ બેજન—મનીજેહનો કીસ્સો વાચી સભળાવવાની ગોઠવણ કીધી અને ગ્રાડ હોટલને લગતા "ઢોંડી-જીમખાના" મધે આ વાચણ માટેનો મેળાવડો કરવામાં આવ્યો. આખી સ્કુલના સઘળા વીદયાર્થીઓ ઉપરાત હોટલના સઘળા બાનુઓ અને ગ્રહસ્થ પરોણાઓ તેમજ દેવલાલીમા રહેલા મોટ ભાગના બાનુઓ અને ગ્રહસ્થ વીઝીટરોના એક મોટા મેળાવડા સનમુખ આ કીસ્સો વાચી સભળાવવાનું મને માન મલ્યું. એ કીસ્સો સાભળવા પછી ઘણાઓએ તે ચોપડી રૂપે છપાવવાની મને ભલામણ કીધી તથા મારા મહેરબાન

મીત્ર મી૦ સોરાબજી ખરશેદજી હોડીએ તે મેળાવડામા એક ફાકડુ રમુજી ભાષણ કરતા એવી ચોપડી છપાવવા માટેનો ઇશારો કીધો હતો તથા શેઠ એદનજી દલાડીએ પણ તેવીજ સુચના કીધી હતી.

આમ હોવાથી ઉતેજન લઈને મે આ કીસ્સો છપાવ્યો છે અને તેની સાથે ગેવ-ગોશસ્પનો કીસ્સો મે લખ્યો છે. રૂસતમની બેટી ગોશસ્પની જે તવારીખ વાંચવા અને સાંભળવામા આવી છે તે ઉપરથી મે આ બીજો કીસ્સો ઉપજાવી કહાડયો છે

આ લખાણમા ખામીઓ અને ભુલ કદાચ રહી ગઇ હશે પણ તે તર્ફ દરગુજરની નજરથી વાંચનાર મહેરબાન જોશે એવી મને આશા છે.

મારી આગલી ચોપડીઓને જે રીતે આવકાર મળ્યો છે તે રીતનો આવકાર આ ચોપડીને પણ મળે એવી હું દુવા ગુજારૂ છું અને આ નાનકડી ચોપડી-મહેરબાન વાંચ-નાર-તારી ખીદમતમા હાજર કરૂ છું.

ગુલફામ.

બનામે ખુદા.

# બેજન-મનીજેહ.



લખનાર—ગુલફામ.

## ખુદાની યાદ

ખુદાના નામથી લખુ છુ આ બયાન,
બેજન-મનીજેહનુ કયાની દાસતાન
બેજન, જે શુરો બહાદુર પહેલવાન,
ખુબસુરત આકેલ દીલાવર જવાન
ગેવનો તે બેટો—ગોદરેજની ઓલાદ,
નેકીવત ને નામીચો ભલો નેક જાદ
તુરાની મનીજેહ હુરી સમાન,
બેજન પર થઈલી જે માશુક કુરબાન
કીસો તે લખુ લઇ ખુદાનુ નામ,
યાદ કરી દીલમા તે ખુદાઇ કલામ
તે દાદરગરની દરઘાહે ઝુકાવુછ સર,
મદદ તેની માંગુછ હુ નાચીજ બશર
રહેમ તેની મળશે તો પડશ હુ પાર,
ફતેહના સાભળશ હુ સુખન બે—ચાર
માટે તેની યાદ લઇને ભરૂછ કદમ,
કાગજ પર દોડાવુંછ આ નાકેશ કલમ.

# શાહ કયખશરૂની દરબાર.

કયખશરૂ શાહ નુરી બેઠો એકવાર,
પહેલવાનો ઉમરાવની ભરી દરબાર.
અતરાફે બેઠેલા દસ્તુરો પીર,
સરદારો શુરાઓ દાનેશ અમીર.
સુલેહ ને સંપજની થઇ રહેલી વાત,
દેખાતી હર તરફ રઇયતની રહાત.
લેહર ઉપર આવેલા કોઈ એક ગાનાર,
મધુરો ગાજેલો મીઠો લલકાર
સુખ અને આરામનો ચાલેલો દોર,
ચાલેબી કોઇવાર તો લહુઆઇ ટકોર.
પહેલવાનો મસ્ત બેઠા હાથી સમાન,
ખુશીમાં હતો ત્યાર શાહે જમાન.

# દુખી ખેતીકાર.

આવ્યા તે વારે ત્યા કાંઇક ખેતીકાર,
ફરીયાદના કરતા તે શોરો પોકાર.
જારીનો કરતા તે મોટો અવાજ,
મીસકીનો ગરીબો લાચાર મોહતાજ.
અફસોસો દમેદમે તે ભરતા હતા,
આંસુઓ વરસાવીને રડતા હતા.
આવેલા કાપી તે દુરની મંજળ,
થાકેલું અંગ અને ઘટેલુ બળ.

ગમ અને દુખથી તે નીરાશ હતા,
બોટ ખમી ખરે નાસીપાસ હતા
બોલ્યા તે નમીને શાહ સરફરાજ,
અમર તારૂ રહેજો રાજ અને તાજ.
જંગલી જનાવરોનો વધ્યો છે દોર,
ખમી ન શકાતો જુલમને જોર
દીલો અમારાં તો થયાંછ નારાજ,
ખેતીને કરે છ સઉ તેઓ તારાજ
ઉખેડી જમીનને ઉડારે છે ખાક,
બગાડેછ ભરપુર હમ અનાજનો પાક.
મહેનત હમારી તે બેકાર કરેછ,
ઉગેલાં ફળો તે ખુવાર કરેછ.
કચડી તે નાંખે છે અન અને ધાન,
કુમલા રોપાઓનો કહાડે છે ધહાન.
રાત અને દીસ શુબો ને શામ,
માહેતમનુ થઇ પડયુ છ અમારૂ ગામ
ભુખમરો સહેવવાનો આવ્યોછ વખત,
સલામત નથી કોઇ એકબી દરખત.
નબળાં ઘરોને તે પાડેછ તોડી,
રસાલ અમ ખેતરો નાંખેછ ખોડી.
ઘરમાંથી નીકળતાં ઉપજે છે ડર,
તુરંગ સમ થઇ પડયાછ હમારાં ઘર
મદદ કાજ સગો બેગાનો નથી,
ખાવાને ઘરમાં એક દાનો નથી.

સુકાળના વખતમા દુકાલ પડેછ
સુખોના મોકાએ જ જાળ પડેછ
ઢોરોના નાશથી વધ્યો છે ગમ,
બાળકોને કચડીને મારેછ હરદમ
ગામો ને ખેતરો ઉજડ કરેછ,
તુ જ રઇયતો ભુખેને પ્યાસે મરેછ
આપ અમને દાદ શાહ ઓ નામવર,
સ કટની વખતે મદદ તુ કર

## શાહનો દીલાસો

શાહે દઇ દીલાસો કહ્યુ તે વાર,
"કરશ હુ પળમા એ આફત ખુવાર
ગામ ઘરે તમો બસ સુખે જાવો,
ધીરજ ને હીંમત તમ દીલે લાવો
આવશે મજ બહાદુરો જ ગલ દરમ્યાન,
શીકારમાં કરશે તે જાનવર બેજાન
સુખમા તમારા છે મારૂ હયા સુખ,
આશરા કાજ ખુલ્લી છે મારી આ કુખ.
બે દીવસ રહો તમ મારા મહેમાન,
સુખેથી જાઓ તમ તે બાદ મકાન
વફાદાર રહયા તેમ રહેજો સદા,
શાહની હુ કરશબી ફરજ અદા
તમારાં દુખે સુખ મારૂ ખોહવશ,
રઇયતના કરારને પહેલાં જોવશ

વીપટીને કહડવા હુ કોશેશ કરશ.
દુખ કહાડી હરખ તમ હઇડે ભરશ"
નમ્યા તે સાંભળી દુખી બેતીકાર
રવાના થયા દઇ દુવા હજાર.

## બેજનની ઉલત

શાહે ફેરવી ત્યારબાદ નજર,
જોયુ કોણ કરે છે દુખની કદર.
ઉઠયો તે જોઇને બેજન શુરો,
આશાવત ઉમેદમાં ભરપુર પુરો.
હીમતે બહાદુરને જોરમદ જવાન,
ખુબસુરત ખરો તે ચદર સમાન
શેઝદો કરીને બોલ્યો તે એમ,
" માંગુ છું શાહ તારી મયાને રહેમ
" દે મને ખુશીથી જવાની રજા,
" પુગાડુ હુ જાનવરને મોતની સજા."

## ગેબની ચિંતા-બેટાની તકરાર.

ગેવ આ સાંભળીને થયો અજબ,
બોલ્યો " ઓ બેટા આએ શુ ગજબ.
" નાનો છે ખેલતો તુ બાળક સમાન,
" ઉઘરતી જવાનીમાં બન્યોછ નાદાન
" જગલો વેરાનમાં નથી તારૂ કામ,

૧

" રમતના મેદાનમાં નારૂં છે ઠામ.
" અકલની કોટાઇ છે તારે મગજ,
" જગની શુ મળી છે તુને સમજ.
" વરૂ ને ગેંડા ને સીહ અને વાઘ-
" વસે, ત્યાં લાગશે કેમ તારો કઇ ડાગ
" જવાન તુજ છે દગીનો છેડો લાવશે,
" વન મોતે મારી તો અજલ આવશે
" આવે તારો વખતને જગપર જજે
" ઉમર તુજ ભરાતા સીપાહ થજે"
બોલ્યો બેજન " ઓ પ્યારા પદર,
" બોલો તારાથી દુખાય છ જીગર
" જોરેમદ હોય ને બેસે મકાન,
" આખર તે ગણાય બાયલો જવાન
" પ્યારા ઓ પદર રે વીચાર તુ કર,
" જગ છે ઈરાની બચ્ચાનુ ઘર.
" ઇરાની બચ્ચાનો ખોરાક લડાઇ,
" જગોથીજ વધીછ ઈરાનની વડાઇ.
" જોર જે ધરાવુછ આજે મારૂ,
" શું લખોટા ભમરડા ખેલવા સારૂ?
" જનમ્યો છુ હુ શુ રે હત્યોં કાંટવાં?
" યા મમાઈ બપાઇની ગોદમાં બેસવા?
"જનમ્યો છું હું કાંઇ કાપવાને ઘાસ?
"યા મોટા કોઇ ઉમરાવનો બનવાને દાસ?
" બહાદુરથી જનમીને બહાદુર બનશ,



" દલેરથી જનમીને દલેર ઠરશ ?
" સોનાને રેજો હુ કીમત લેવશ,
" સુર્યનુ કીરણ હુ ગરમી દેવશ
" વાઘણનુ બચ્ચુ હુ શીકાર કરશ,
" સીપાહને બેટો હુ જગમાં લડશ
" શેરડીનો પીલો છું મીઠાશ આપશ,
" હીરાની કરચ છુ, કાચને કાપશ.
" જીતવાને કાજે હુ યુધમાં જવશ,
" નામાકીત નામ સાથ જીવશ મરશ
" ના હીમત નાકર હીમત તુ આપ,
" નાસીપાસ ના કર ઉલત તુ આપ."

## બપાવાની ખુશાલી.

બેજનનો બપાવો ગોદરેજ તે વાર,
બોલ્યો ં આશીશો દઇને બીશયાર.
" મારી એ ઓલાદના ફરજ દ શાબાશ,
" દુખી માટેના એ દર્દમ દ શાબાશ
" તારા જેવા બેટાએ જનશે માદર,
" ઇરાનની કીર્તી તો થશે અમ્મર "
ગોદરેઝે ગેવને સમજાવી લીધો,
દીલાસો દઇ પ્રીતથી પટાવી લીધો.
શાહ થયો પોતેબી બેહદ ખુશાલ,
દેખાડયુ બેજનને પોતાનું વ્હાલ.

# શાહી શીખામણ

કહયું શાહે "બેટા બહાદુર બેજન-
" લગાડજે શીકાર પર તન અને મન
" ગરીબ ગામડયાનો વાલી થજે,
" નાશ થતી ખેતીનો માળી થજે
" પડેલાને ઉઠાડજે આપીને કર,
" હારેલાને ના મારતો કદી ઠોકર
" જીત માટે ના ધરતો કદી ગરૂર,
" હાર માટે ચેતેલો રહેજે જરૂર
" નબળા કોઇ મુદઇ પર રેહેજે નરમ,
" પીઠ ઉપર કદીના કરતો જખમ
" કદમ એક ભરતા રાખજે તુ ધ્યાન,
" ખાડાને ભુલી ના થતો નાદાન.
" સઉને તુ કરજે એવા તો શાદ,
" નામ તારૂ યાદ કરે આવતી ઓલાદ
" લાચાર કોઇ બાળકની માદર થજે,
" જખમી દુશમનનો ડાકટર થજે
" દોશતોની મદદમાં લડાવજે જાન,
" મરતાનો મરીને બચાવજે જાન
" જંગલી જાનવરનો કરજે તુ નાશ,
" ઢોરોની જતનબી લેજે તુ ખાસ.
" દેખાડજે ગામોને ભલો હુન્નર,
" ભરૂસો રાખજે તુ પરવર ઉપર"

## ગુરગીને હુકમ

બોલાવ્યો શાહે ગુરગીન પહેલવાન,
કહ્યુ તેને "સાંભળ આ મારૂ ફરમાન
"બેજન છે નાનો, હુલડ, નાદાન,
"દુન્યાદારીનુ નથી કાંઈ ભાણ
"અનુભવ કાચો છે સમજ થોડી,
"માટે તુ બની જા એની જોડી
"બેજન સાથ રહેજે જંગલમાં હમેશ,
"મદદમાં કરતો ના ખામી કાઈ લેશ
"માગે તો આપજે તુ તારી સલાહ,
"તબયત પર રાખજે તુ તારી નીગાહ"

## બેજનની કુચ

નીકળયો બેજન નોસજી હથ્યાર,
તીર અને કમાન ને તેજી તલવાર
ગુરૂજ ને બરછી ને ભાલો ખંજર,
કોલાહ કટારી ને જંગ્યો બખતર.
લીધા વળી સાથે સો એક સવાર
બન્યો તે સઘળાનો પોતે સરદાર
જોવા સવારી આમ સારી મળી
દુવા તેને દીધી સઉએ ભલી
જંગલમાં આવીને પડાવ કીધો,
જાનવરોને મારવાનો ઠરાવ કીધો.

## શીકારની ધુમ

હજારો જાનવરો કાપ્યાં તે વાર
વીક્રાલો દઈત્યોને કીધા ખુવાર
જંગલમાં મચાવી બેજને ધુમ
શમશીરથી કીધાં જાનવરો ગુમ,
વરૂં ને ભુંડોના ચીરયાં દેમાગ
તીરોથી વીંધ્યા સીંહ અને વાઘ.
તરસ ને કોલાહને કાપ્યાં તે ઠાર,
ગેંડા ને ચીત્તા કાંઇક માર્યા હજાર
બેજને દેખાડી એવી હીમત,
સઉ કોઈ થયાં તે જોઇને હેરત.
ગામડયાઓએ આવીને કીધુ નમન,
બેજનના માનમાં એક કરીયુ જશન.
ખુશીથી ગુજારી દીન અને રાત,
ગરીબ ગુજાસે આપી સોગાત,
બેજનને બાળકો પગે પડયાં,
સ્ત્રીઓએ આવીને હાથો ચુમ્યાં.

## ગુરગીનની અદેખાઇ

ગુરગીન જે જાડો ને ઠીંગણો હતો,
હીંચકારો ભુંડો વહડકણો હતો,
કાવા દાવામાંબી જે પુરો હતો,
અદેખો ને અકલે અધુરો હતો,

તેને જોઇ બેજનની આવી સરસાઇ
અદેખાઇની ઉપજી તેને મુરખાઇ,
બોલ્યો મનસે, "ધામધુમ આ થઇ.
"જવાન આગળ આબરૂ મજ ગઇ,
"જાનવરના ટોળામાં એ દોડી પેઠો,
"હુ હીચકારો બનીને ઘરમાં બેઠો.
"દરબારમાં જઇને એ લેશે વડાઇ,
"એને કાજ આજે મજ ઇજત ગુમાઇ.
"જવાન્યાઓ મારી બહુ ઠેકડી કરશે,
"પોર્યાંઓ મહોલામાં લેવડી કરશે.
"રમુજ મારી કરશે શાહી દરબાર,
"ગણી મને નાહીમત ગાવડી ગમાર.
"આ ગામડયા એની પર કુરબાન થયાંછ,
"ઘરડાં ને જવાનો મહેરબાન થયાંછ.
"જાખી કોઇ મારી તરફ જોતુ બી નહી
"આપે કોઈ મને સહેજ કોઠું બી નહી,
"એ મોટો ને હુ આજે નાનો થયોછ,
"એ પ્યારો ને હુ અળખામણો થયોછ."

## ગુરગીનનો ફરેબ.

ઘરડા ગુરગીનને આવી એક યાદ,
વાત યાદ કરીને થયો તે શાદ.
ગુરગીનની હલકી એક મંકસદ હતી,
નજદીકમાં તુરાનની સરહદ હતી.

તુરાનનો હતો અફ્રાસ્યાબ શાહ,
તેનો ત્યાં હતો ખાસ જશન ગાહ
આ બાગમાં હતી તે વારે ધુમ ધામ,
શાહી ઝનાનાનું હતુ મુકામ
ગુરગીને જાણી તે સઘળી વાત,
દીલસોજ બની બેઠો બેજન સ ગાત
બેજનનો હાથ વળી પ્રીતથી ધરી,
બોલ્યો તે હસીને ફરેબ કરી.
"વાહ તારી ખુબસુર્તી-વાહ તારો ચહેર
" વાહ તારી બહાદુરી સીપાહ દલેર
" શુ તારી છાતીને ખીલ્યુ દેમાગ !
" શુ તારી બહાદુરી હીમત અફાગ !
" ખીલતી ખુબીવ ત જવાની છે વાહ !
" ચલકતી તારી પેશાની છે વાહ !
" તારા જોખમના લડાયક કામ !
" શુ તારો દેખાવ દીલનો દમામ !
" શુ તારો દાવ પેચનો ઉસ્તાદી હાથ !
" શુ તારો પહેલવાની ડાઠ અને માઠ !
" શુ તારી તલવારની તેજી જપટ !
" શું તારી નેજાની ભારી લડત !
" કોણ તુને જોઇને મોહી નહી પડે!
" કોણ તુને જીતવાને કાજે લડે !
" મહેબુબો તુજ ઉપર કુરબાન થશે.
" માશુકો તુજ કાજ હયરાન થશે."

બેજને કહ્યુ, " આ દલેર ગુરગીન
" નાચીજ છું, નાનો નાદાન મીસ્કીન,
" મગરૂરી પેદા મજ મનમાં ના કર.
" બીજી કોઈ વાત ઉપર ધ્યાન તારૂ ધર"
ગુરગીને કહ્યુ " અરે ભલા ભાઈ,
" તારા ભલામાં હુ સમજુછ ભલાઇ
" જોવુંછ તારો ચહેર ને કરૂ છ વીચાર,
" તુજ લાયક નથી કોઇ ઇરાની નાર
" જો મળતે તુજ કાજ તુરાની મહેબુબ,
" તો જોડી તારી બેશક થતેબી ખુબ."

## ગુરગીન હસ્યો બેજન ફસ્યો

બેજને પુછ્યુ, " બોલ તુ પહેલવાન,
" નાર ખુબસુરત શુ રાખેછ તુરાન !
" ઈરાનમા નથી શુ એવી સુદર ?
" તુરાનમાંજ ભરીછ શુ ખરી ખુબતર"
ગુરગીન આ સાંભળીને હસી પડયો,
સજયો, બેજન બસ ફસી પડયો
તે બોલ્યો, "તુ તુરાનથી અજાણ્યો છે,
"સહુ વાતોથી હજી તો બેગાનો છે
"તુરાની નારોની સાભળી લે વાત,
"ઇરાની નારોની શુ ત્યાં બીસાત ?
"તુરાની નારો છે નારની રાણી,
"ઇરાની નારી ત્યાં ભરશે પાણી.
"ઇરાની નારને જો સીતારા જાણુ,

"તુરાની નારોને મહાતાબો માન.
"ઇરાની નારને જો ગણે મહાતાબ,
"તુરાની નારો ને જાણજે આફતાબ."
બેજનને થયો આ સાંભળી ઉમંગ
લાલ પકડયો તેના ચહેરાએ રંગ.
પુછ્યુ તેણે ગુરગીનને, "શુરા સીપાહ,
તુરાની નારોને જોઇશુ અમ કહાં ?"
ગુરગીને કહ્યુ કે "નથી કાંઇ દુર,
"નજદીકમાં જશો તો જોશો જરૂર
"એક કોશની ફકત જો કાપે મંજલ,
"મળશે એક જશનઘાહમા ફખલ
"તે બગીચો હમણા રૂપાળો થયોછ,
"તુરાની પરયાંનો માળો થયોછ
"ગમે તો જઇને ખાત્રી તુ કર,
"ઘડીભર બાગમા જઇને તું ફર.
"બોલીશુ અમો જોતાં હુજ રાહ,
"રાખીશું તારી વાટ પર નીઘાહ."

## જશન ઘાહમાં પરયાંનો માળો.

બેજનનુ ખુશીથી ખીલ્યુ જીગર,
મગજ નાદાન પર થઇ ગઇ અસર.
થયો તે ગુપચુપ ઘોડે સવાર,
છાવણી મધેથી નીકળયો બહાર
એકલોજ તે ચાલ્યો સરહદ તરફ,

કોઈ સાથીને કહયો ન એકબી હરફ
જશાન ધાહમાં આવ્યો તે ભોલો મીયાહ,
છુપેથી ફરવી ચોપાસ નીધાહ
જોયુ કે હતી ત્યાં નારો બીશ્યાર,
ખુબસુરત નાજુક ને નખરાંદાર
સઘળીઓ ગમતમાં રમતી હતી,
નાચી કુદી આમ તેમ દોડતી હતી
ખુશ કોઇ હલકે ગાતીતી ગીત,
ચોટલો કોઈ ગુઠીને વાળતીતી વીટ
વાતે બેઠેલી એક તરફ બે ચાર,
કોઇ પથર ફેકીને પાડતી અનાર
કોઇ પકડવા એકકને દોડતી હતી,
દોડતા વળી કોઇ પડતી હતી
કોઇ બગલમાં હાથો લઇ ફરતી હતી,
કોઇ રમુજમાં દાંત કહાડી હસતી હતી
હસાહસ રમુજનુ ચાલતુ તુ રાજ,
મોજીલી શોખીલી હતી સમાજ

## શાહજાદી મનીજેહ.

એ સઘળીને જોઇને ઉભો બેજન,
હરખાયું તેનુ નાદાન તન મન.
આવી તેટલાં ત્યાં બીજી સુદર,
સઉ નારોની સરદાર પરી પેકર
તે સુંદરને જોઇને સઘળી દોડી,

આગળ તેની જઇને નમી પડી.
તે સુંદરનુ હતું મનીજેહ નામ,
શાહજાદી સમાનજ હતો દમામ
મુખડો મધુરો ચાંદ સમાન ગોલ,
નાજુક બદનની ને ઉમરે સોલ
જુલફાઓ ગાલ ઉપર રહેલાં જુમીં,
લાલ હોઠો માંગે આશકની ચુમી
કાજલ સમ કાળી આખનો પલકાર,
કપાળની છાય હેઠળ નેણનો નેજાર
ફરેસ્તાઇ પુટલીનો ઘડાયલો ઘાટ,
અબનુસી બાલો ને ગોહર સમ દાત
દેખાવે ગાલો એ ગુલાબી ગુલ,
ગુલાબ સમજી ઝુલે તે પર બુલબુલ
સાચામા ઢાલ્યુ હોય તેવુ ડોલ ઢાલ,
બદનની મરોડ ને લટકતી ચાલ.
હસ્તી ને રમતી આમ ફરવા લાગી,
ગુલશનપર આંખો ખુદ ધરવા લાગી

## મોહોબતનુ પહેલુ પજરણ.

બેજન તે જોઇન બસ થયો બેફામ,
છોડી બેઠો કાબુની દીલથી લગામ
સુધ બુધ તે સઘળી પોતાની ખોહી.
નજરે જોતાંજ એક પડયો તે મોહી

બોલ્યો તે બન્નીને બેધ્યાન એકદમ,
" વાહ તારી ચાલઢાલ માશુક સનમ "
અવાજ તે સાંભળ્યો સઉએ તે વાર,
નાજુક કોઈ ચીશોનો થયો પોકાર
ભડકેલા હરણુને ગભરાટ જેમ થાય,
બીહધેલા પાખેરાં ઉડી જેમ જાય
સઉ નાઠી તે છોકરીઓ મકાન અંદર,
ગભરાટમાં થઇ તેઓ કાઇક બેખબર
પણ મનીજેહે તેમને સધ્યારો દીધો,
સઉ દાસીને તે પછી હુકમ કીધો
" દોડો જલદી તમો બાગમા જાઓ,
" છુપાયલા ચોરન અહીં પકડી લાઓ
" હુ શાહજાદી છુ બીહવશ હુ નહી,
" હીચકારો કલકબી લેવશ હુ નહીં.
" પકડાયલા મરદને કરશ કેદી,
" પહેંડાવશ સજાની ભારી બેડી."
બેજન તો ઉભો ' તો પુટલાં સમાન,
નાસવાનુ ન રહયું તેને કાઇ ભાણુ
બેધ્યાન હતો તે જવાન ખચીત,
મનીજેહને જોવાથી થયલો ચકીત
દાસીઓએ આવીને કહયુ તેને આમ,
" કોણુ છે તુ ? હયાં આવ્યો શુ કામ!
" કયાંથી તુ આવ્યો ? નામ તારૂ શુ !
" કયાંનો તુ રહીસ–ગામ તારૂ શુ ?

" શાહઝાદી પાસ તુંને લઇને જશુ,
" સજા તારી જોઈને મગન થશું.
" અમારી સાથે એકદમ તુ ચાલ,
" જો કેવા થઇ પડેછ તારા ત્યા હાલ."

## કહેરને બદલે મેહેર

બેજન જે લડાયક દલેર જોરમર્દ,
થઇ ગયો જાણે એક ગરીબ ગોસફંદ
નાજુક તે નારોપર કરી નજર,
જુકાવ્યુ શરમાઇને પોતાનુ સર
બેજન તો બોલ્યો નહી એકબી હરફ,
ચાલ્યો તે દાસી સાથ મકાન તરફ
મનીજેહે જોયો જ્યાર બેજનનો ચેહેર,
કહેર બદલે આવી ગઇ દીલમાં તો મેહેર
બેજનપર પ્યાર તેનો દોડી ગયો,
ગુસ્સાને બદલે તો જુસ્સો થયો
દેખાવે બહારથી તો રાખી હીમત,
બેજનને જીતવાની કીધી હીકમત
પુછયો બહુ દમામથી તેને સવાલ,
" બોલી દે જવાન શું છે અહવાલ?
" નામ તારૂ, ઠામ તારૂં, મને જણાવ,
" આવવું કેમ બન્યુ ? કહે તું બનાવ."
હોય જે અસલથી દુશમનની જાત,
નહી કેહવી તેને ખરી કાંઇ વાત.

બેજનને આવ્યો નહીં તેવો કાંઇ ખ્યાલ,
કહી દીધો તેને તો ખરો હેવાલ
બેજને કહયુ, " આ બાનુ નામવર,
" ઇરાની ગરીબ છુ હુ મુસાફર
" ખરો આએ મારો છે સાંભળ વચન,
" ગેવનો હુ બેટો છુ નામે બેજન.
" ભુલો પડી આવ્યો હુ ભટકતો છું,
" જુદો પડી સ ગીથી હું રખડતો છુ
" મહેમાની કરીને આપ તુ પનાહ,
" યા રસ્તો દેખાડીને દે તું સલાહ"

## કેદી કે મેહમાન !

મનીજેહે કહયુ, "જો છે તુ મહેમાન,
" ભુલો જો પડયો છે જગલ દરમ્યાન
" બેસીને લે તુ હયાં કાંઇ આરામ,
' ચાલ્યો જા પછી તુ તારે મુકામ."
દાસીને કહયુ તેણીએ ત્યાર બાદ,
" ખવાડી પીવાડી કરો આબાદ.
" દુખી નહીં કરશુ હોય જે મહેમાન,
" મહેમાન દારીનુ રાખશુ ઇમાન."
દાસીઓ તરતજ લાવી ખોરાક,
ભુખો હતો બેજન ને ચહડેલી થાક
બેઠો તે તરતજ સુક્રે ખુશાલ,

ઉછાલ્યા તેણે મસાલેદાર માલ.
હરન ને ગોરખરના ખાધા કવાબ,
નોશ કીધી ખુશીથી જામે શરાબ.
મનીજેહે ચલાવી તરેહવાર વાત,
હસવા ને બોલવા બે લાગાં સગાત
વાતોથી બને પર થઇ ગઇ અસર,
બનેના દીલ દોડે એકક ઉપર
ખાણા પછી ફરયા બગીચામા સાથ,
પ્રીતથી પકડીને એકકના હાથ
મનીજેહે કહયુ, "આ શુરા પહેલવાન,
"બે દીવસ રહી થા મારો મેહમાન"
બેજનબી ખુશીથી કબુલ થયો,
છાવણીને લશ્કર સઉ ભુલી ગયો

## મનીજેહની ઠગાઇ

બે દીવસ ગુજર્યાં મોજમાં બીશીયાર,
વધ્યો તે બનેના એકક પર પ્યાર
એકકની સગત નહી જરા છોડે,
ફરે હરે ખાય પીએ જોડે જોડે
મનીજેહ બેજનના પસવારે બાલ,
બેજનના હોઠો રહે તેણીને ગાલ.
બે દીવસ ગુજર્યાં મહોબતમા આમ,
તઇયાર થયો બેજન તો કરવા સલામ
મનીજેહે કહયુ કે "ભલે તુ જા,

'ખુશી ને નામવર આ જગમાં તુ થા
"પણ પીએ મજસે શરાબ એક વાર,
"ભરી આપ જામ તુ મને દીલદાર
"મારે હાથ ભરૂ તારી હુ જામ,
" પી પછી કરી લે છેલ્લી સલામ "
શરાબ પાતી બેઠી તે બેજન સામે,
તે પીએ કે મનીજેહ પાણી નામે
મનીજેહે આ વાર કીધી સફાઈ,
દારૂમા ભેળી બેહોશી દવાઇ
બેહોશીમાં પડયો બેજન નાદાન,
આપ્યુ મનીજેહે તરત ફરમાન
અગાઉથી રાખી તઇયારી હતી,
ગોઠવણની રચના સઘ સારી હતી
સુવાડયો બેજનને પાલખી અંદર,
ઉડાવી. લઇ ગઈ તે પોતાને ઘર

## દુશમનના મુલ્કમાં

તુરાનમાં મનીજેહ પાછી આવી,
છુપેથી બેજનને સાથે લાવી
સુવાડયો તેને પલંગ પર ખાસ,
પગ તેના ચાપતી બેઠી તે પાસ
વખત કાંઇક વીત્યો આ મુજબ જયાર,
બેહોશીથી થયો બેજન હુશયાર.

ભમ્યુ તેનુ પહેલા કેફથી મગજ,
ન બનેલા બનાવની પડી સમજ
મનીજેહને પુછ્યુ "માશુક સીમતન,
"મકાન આ કોણનુ ? કોણનુ વતન ?
"આવ્યાં કેમ બને મહેલની અન્દર ?
"કોણનો આ મુલક ? કોણનુ નગર ?"
મનીજેહ બોલી "ઓ પ્યારા જાની,
"આ મહેલની છુ હુ તો પોતેજ રાણી
"આ તુરાનનો મુલક ને મહેલ મારોછે,
"મારો તે હવે સદા તારો છે.
"તુ રહે અહીં સદા કાળ મારો બની,
"તારી હુ મહોરદાર તુ મારો ધણી.

## ઘેરાયલો પહેલવાન

બેજને ગુસ્સામાં પોકારી બાંગ,
પલગથી ઉઠયો તે મારી છલાંગ
બોલ્યો તે ગુસ્સામા "નાર દગાબાજ,
"છ દગીને કરશે તુ મારી તારાજ
"તુરાની મુલ્ક ! ખુદાની મદદ !
"જાન અને છદગી થઇ ગયાં રદ
"તુરાની દુશમનો હમારા છે,
"ઇરાની મુદૂઇઓ તમારા છે.
"તુરાની સર્વથી નાનુ એક બાળ,
"ઇરાનીનો થઇ પડવા માંગે છે કાળ.

" બચ્ચાંને સુવાડતાં ઈરાની માય,
" તુરાની ચહડાઈના હાલેડા ગાય.
" બેટાને રમાંડતાં ઇરાની માત,
" દુવા દે દીલથી સદા દીન રાત–
" તુરાન પર વેર લેવા મોટો થજે,
" યા બચપણમાં ભલે તુ મરીજજે.
" લાકડી લઈ છોકરાઓ પટા રમે,
" મનમાં એક ત્યારથી આ વીચાર ભમે.
" ફેરવીશું પટા હમ તુરાની સાથ,
" દેખાડશુ તેમને હમ શમશીરનો હાથ
" દીકરાને દુવા દે તુરાની બાપ,
" મોટો થઇ ઇરાની ડોકાં તું કાપ,
" જમાનાઓથી છે અકેક પર કહેર,
" અસલના વખતથી વસાયુ છ વેર.
" બન્ને છે અકેકના મુદ્દઈ જબુન,
" પીવાને તરસ્યા છ અકેકનું ખુન
" તુરાની મને જો જોશે કદી,
" જીવસ નહી અત્રે હુ એકબી ઘડી.
" ઓ મનીજેહ–મનીજેહ કીધુ તેં શું ?
" માથે આ પાપ અરે લીધું તે શું ?
" રાખી તે આજે દુશમનની જગો,
" પયારો તેં ગણીને દીધો દગો."
ગુસ્સાથી પછાડયા હાથ અને પગ,
ઉછરતાં ખુને ધડકી રહી રગ.

# પ્યારનો એકરાર.

નાંખ્યા મનીજેહે ગલામાં હાથ,
બોલી તે પ્યારથી "મારા ઓ નાથ
"ખરૂ છે મે તુજસે કીધો છ દગો,
"દગો દઇ કીધો મે તુજને મગો
"પરાયો બનીને દુર તુ ના! જા,
"પડોશમા આવીને પોતીકો થા.
"એટલો તો કરી દે મનથી વીચાર,
"અઠાગ કેમ હુશે તુ જ પર મજ પ્યાર
"ધીક્કાર ના મને ગુસ્સો કર કમ,
"કરી દે ગમે તો સર મુજ કલમ
"સદા કાજ તારી તો ચેલી બનીછ,
"સોહામની સુરત પર ઘેલી બનીછ.
"જીગરની મારી તુ સફાઈ જોશે,
"મજ સાથે રહીને તુ વફાઈ જોશે
"છુપાવશ તુજને મુજ હઇડાં અંદર,
"ઘર તારૂ બનાવશ મારૂં જીગર
"દાસી તારી બની હુ હરઆન રહેવશ,
"ફીદા હુ બનીને કુરબાન રહેવશ
"મજ કુવારા જીગર પર બેઠો છે છાપ,
"જીગરને ગુસ્સાથી ના આમ તુ કાપ.
"દીલ તારૂ મારી આગળ તું ખોલ,
"મધુરી મહોબતનામ ભળાવ તું બોલ."

## કરસેવજનુ કાવત્રુ.

બેજન બેઠો માશુકની પાસે તે વાર,
તકદીર પર રાખીને ખુદનો આધાર
નાસવાનો હતો નહી તેને કાજ લાગ,
તુરાની વસ્તીમાં શુ તેનો ડાગ ?
દીવસો વીત્યા આમ થોડા ઘણા,
મોજ શોકની ન રહી ત્યા કઇ મના
આખરે ફુટયો આ તેમનો ભરમ,
મનીજેહ-બેજનનું ફુર્યું કરમ.
દાસીઓ વાત આ સઉ જાણુતી હતી,
સાહેલીઓને બી સઉ માહીતી હતી.
સ્ત્રીઓથી વાત આ બહાર કાંઇ પડી,
અફવાઓ આમ તેમ જરા ઉડી.
મનીજેહના કાકાએ જાણી કહાણી,
ઇરાનનો હતો જે દુશમન જાની.
હતુ નામ તેનુ બદ કસરેવજ,
દુન્યામા મારતો સ્યતાનની ગરજ.
ભલા કોઈ ગુણુથી અજાણો હતો,
દયા મયાથી બેગાનો હતો
રઇયતને કરતો તે હેરાન સદા,
ધીકારતા તેને ગરીબો ગદા.
ભલાં કામે કહાડે નહી એકબી ઘડી,
જીગરે મમાયલી ભરપુર . બદી
પાપોમાં ડુબેલુ શારૂ બદન,

નીચ અને પાપી જાતે બીહકણુ
મોકલી તેને જાસુસ મેહેલની અંદર,
બેજનની મેળવી સઘળી ખબર
શાહને કહેવાને મઘળી આ વાત,
ગયો શાહ પાસે તરત મધરાત
ખાબમાથી શાહને જગાડી કહયુ,
મરાવાતબી ખુબ લગાડી કહયુ
સાભળી આ સઘળુ શાહ અફરાસીયાબ,
ગુસ્સાને કહેરથી ત થયો બેતાબ
બોલ્યો તે કરીને અફસોસ "આ બાઈ,
"બેટીને કાજે આજ આબરૂ ગુમાઈ
"બેટીએ કીધુ છે આવુ જે પાપ,
"એ નહી બેટી, ન હુ એનો બાપ
"છોડી છે એને આમ લાજને શરમ,
"કહાડી મુક તેણીને મહેલથી એકદમ.
"બેજનને લઈ જા તુ સરે બાઝાર,
"જલ્લાદને હાથ એનુ માથુ ઉતાર.
"બેજનને મોતમાં તુ ખામોશી દે,
"બેટીને દેશ નીકાલ નાગોશી દે
"બેજનને ઠાર કરજે કાલે સવાર,
"હાજર હુ થવશ મજ સાથે દરબાર"

## દગલબાજની બાજી

કરસેવજ આવ્યો મનીજેહને મહેલ,
મનીજેહ કરતીતી બેજનસે ખેલ.

બેલવતમાં થયો તે એકદમ દાખલ,
જઈને તે ઉભો બારણા આગળ
મનીજેહ ગભરાઈ ચીશ મારી ઉઠી,
મદદ કાજ બેજનને વલગી પડી
બેજનબી થયો મોજથી બેદાર,
જોઈ લીધો મામલાનો એકદમ શુમાર.
જોયું કે ઉભો છે ત્યાં એક સરદાર,
સાથે વળી ઉભા છે સીપાહ દશ--બાર.
રસ્તોબી તેઓએ ઘેરી રાખ્યો,
હથ્યારબંધ ટુકડીએ ઘેરો નાંખ્યો.
બેજન પાસ હતુ નહીં એકબી હથ્યાર,
દુશમનો સામે તે ઉભો બેકાર.
પણ યાદ એક આવતા ધરી ધીરજ,
લડવાની સમજ્યો ખુદની ફરજ.
હતી તેમે યાદાસ્તથી એવી ખબર,
છુપાવેલું મોજાંમા ઝેરી ખંજર.
ખેંચ્યું તે ખંજર ને થઈ ઉસ્તવાર,
બોલ્યો તે "આવો લડવાને બહાર
'ઇરાની માતાનો હુ તો છુ પુત,
"હીમતની છાતીમા નથી કાંઇ ખુટ.
"જીવતો નહીં મને તમ પકડી જશો,
"જીવીને નહીં કદી જકડી જશો.
"લડવાને હું છુ અલબત તઇયાર,

"ગમે આવે સામે એક અથવા બાર.
"જમીન તમ લોહીથી કરશ હું તર,
"સપાટે ઉડારશ તમારાં સર."
કસરેવજ બીહીધો ને ડર્યો શીપાહ,
બચાવની જોઇ નહીં કોઇ એકબી રાહ.
કસરેવજે ત્યારે એક ફરેબ કીધો,
દગાનો આશરો એક તેણે લીધો.
બોલ્યો તે હસીને " અરે જવાન,
"લડવાનું કેમ આવ્યું તુંને ગુમાન?
"દુશમન કાય હમને તું તારા ગણે?
"દોસ્તો થઇ આવ્યા છ હમ તારી કણે
"શકમંદ તું નાથા એ ભલા ભાઇ,
"બન્યો છે તું તો હમ શાહનો જમાઇ.
"શાહનો છું ભાઈ, હું તારો સગો,
"સગો થઈ કેમ કરશ તું જસે દગો?
"હેત પ્રીતથી મળવાને આવ્યો છુ હુ,
"શાહનોબી સંદેશો લાવ્યો છું હું
"શાહ તો થયો છે જાણીને શાદ,
"મળ્યો છે આવો શુરો દામાદ.
"દુર કરજે તારી ચીંતાઓ ખોટી,
"આવ મને ભેટ અને કર તુ કોટી.
"આવ્યો છું તુંને હુ દેવા આવકાર,
"ફેંકી દે તારૂં આ ખુની હથ્યાર"

## દુશમનોના પંજામાં.

બેજનની નાદાની આડે આવી,
ફરી નાદાની તે આફત લાવી.
બેજને કીધી આવાર ભોલાઇ,
ખરી તેને માની ખોટી ભટાઇ.
ફેંકી દીધું તેણે તરત ખંજર,
ધસી આવ્યા સીપાહો ઓરડા અંદર.
હથ્યાર વન બેજન લડયો બહાધર,
મુક્કીથી છુડયા બે સીપાહના સર.
લગાવી મુક્કી હથોડા સમાન,
બે ચાર સીપાહને કીધા બેજાન.
આખરે પકડાયો થઇને લાચાર,
શુ કરે એક જ્યા લડે દશ–બાર?
કસરેવજે કહયુ હસી સાભળ–
"મોત આવી ઉભું છે તારી આગળ.
"જીવવાની હવે તુ આશા ન રાખ,
"જીંદગીથી હાથ તારા ધોઈ હવે નાખ."

## માશુકની અરજ,

મનીજેહે કાકાની કીધી અરજ,
"ભલા ઓ કાકા તું કાંઇબી સમજ.
"બેજનને હેરાન તુ જરા ન કર,
"ગમે તો કાપી લે મારૂં આ સર."

કાકાએ બીજવાઇને દીધો ઉત્તર,
"નથી તુ બેટી છે દાકણુ બદતર.
"એ મરશે ને તું તો દેશપાર થશે,
"જંગલમાં રીબીને મરી જશે."
લઈ ગયો કસરેવજ બેજનને સાથ,
લોખંડી બેડીથી બાધીને હાથ
જઇ પુગ્યો તેં તરત સરે બાજાર,
ગડબડથી થયા સઉ લોકો બેદાર.

## દુશમનોની દીલસોજી.

રોશનીથી બામદાદ જ્યારે ખુલી,
ઉભી એક કીધી ત્યાં મોટી સુલી
લાખો લોક આવીને ઉભા રહયાં,
દેખાવ આ જોઇને બહુ અજબ થયા
બેજન તો શાંત મને રહયો ખડો,
નાદાનીનો મલ્યોતો તેને ઘડો
ભેગા મલ્યા ત્યા કાંઈક સેકડો મરદ,
બેજનને જોઇને ધર્યુ દરદ
થયો દીલસોઝીનો તેમને તો જોશ,
બાતેનમાં બરબડી કીધો અફસોસ.
ઘણાઓએ ઇછ્યુ કોઈ મળે આવાર,
બેજનને બચાવવા આવે કોઈ યાર.
બીઓબી આવી કાંઇક જોવાને કાજ,
મનીજેહની ધરી તેઓએ દાજ.

ધણીઓ એજનનુ રંગરૂપને જોઇ,
સુધ અને બુધ બેઠી પોતાની ખોહી
કોઈ તો જારેજાર બેહદ રડી,
કોઈ વળી બેહોશ થઇને પડી.
મનીજેહ ઉભી ત્યાં રડતી હતી,
મદદ માંગી ચોપાસ તવલતી હતી.
સહાય માટે કરતી તે સઉને સવાલ,
બાલો તે પીખતી ને કુટતી કપાળ.
એજન હવે ઉભો સુલી પાસ જઈ,
સર કલમ કરવાની તઈયારી થઈ.

## છેહલી સલામ.

બોલ્યો એજન "મારો આ જોગ,
"પડયો છુ થઈ હુ તો દગાનો ભોગ.
"કીધો દગો તેં ઓ ગુરગીન બુરા,
"અદેખા અતેસી પાપી પુરા.
"પરાઇ આ ધરતી પર પડેછ બદન
"ખબરથી રહેશે મજ અજાણુ વતન.
"ઉમેદમાં આવીને આશા ભર જાઉછ,
"દગાબાજ મુદ્દઇને આપી સર જાઉછ.
"પુગાડજે હવા તું મજ આ પેગામ,
'કયખશરૂ પાદશાહને તખત મુકામ.
"મળજે તુ મારાં બેશ પિતા ને માત,
"કુહેજે હુ થયો છુ દગાથી મહાત.

"કહેજે હું નાદાન હયાં ભોલવાઇ ગયો,
"કાવત્રાં સામે હુ ખોહવાઈ ગયો.
"જવાનીમાં જોવુ છુ આજે હુ મોત,
"જીંદગીના ચેરાગની બુજાય છે જોટ
"મનીજેહ પ્યારી એ માશુક દીલબર,
"મોહબતની મુર્તી એ જાનો જીગર
"ખરી વફાદાર એ મારી સનમ,
"મોત ઉપર મારા તુ ના કરતી ગમ
"હીમતથી જોતી રહે મારો અંજામ,
"પ્યાર ભરી કરી લે છેલ્લી સલામ
"ઇરાન મારા વહાલા દેશને સલામ,
"રહીસને સલામ ને ખેશને સલામ
"બેરાદરો બધુ ને બેહનને સલામ,
"ખાકી ને નાચીજ બદનને સલામ
"દમામો દરજ્જા દોલતને સલામ,
"મજાજી આ માયા મહોબતને સલામ
"સલામ સારી આમને જગને સલામ,
"દીલસોઝને સલામ ને ઠગને સલામ
"દોસ્તને સલામ ને દુશમનને સલામ,
"સગાંઓ વહાલા વતનને સલામ.
"પીતાને સલામ ઓ માદર સલામ,
"સલામ મારી લઇલો આખર સલામ"

## જલ્લાદની તઇયારિ.

છાતી કહાડી હીમતથી થઇને મક્કમ,
સુલી તરફ ચાલ્યો તે ધીમે કદમ

ગમથી મનીજેહ નાસીપાસ થઇ,
બેજનની પડોશમાં દોડી તે ગઈ.
કોટી તેને કરીને ચુમી લીધી,
કસરેવજે પકડીને ફેંકી દીધી.
તઇયાર કરી સુલીના ફાંસાનો ગાંઠ,
જલ્લાદે પકડયો બેજનનો હાથ

## પરેહજગાર પીરાન.

આવ્યો તેવામાં ત્યાં પીરાન પીર,
તુરાનનો આકેલને ફાજેલ વજીર
ચહેરાપર નુર અને દહાડી સુફેદ,
નેકીવત નામીચો માચ્યો મુએદ
સચાઇની હમેશાં કરતો સેપાશ,
મ્યાલુ દયાલુ ને ભલો ખવાસ.
બેમ અને દેશ ઉપર આપતો જે જાન,
દોસ્ત અને દુશમનનુ ધરાવતો માન
દેશાભીમાનનો તે વીરો હતો,
તુરાની પથરામાં હીરો હતો.
ભલાં બુરાંની કસોટી હતો,
કીમતી ને આબદાર એક મોતી હતો
પાદશાહને આપતો તે ખરી સલાહ,
રાજ અને રઇયતનો હતો બેરખાહ.
ઇનસાફને કાજે તે ઉઠાવતો દસ્ત,

ભલી મનશાનીનો ખુદા પરસ્ત.
ખરૂં બોલનારને રોકતો તે નહીં,
સાચી વાત કહેવાને થોભતો તે નહી
ગરીબો મહોતાજની લેતો તે દાદ,
મજલુમની સાંભલતો સદા ફરીયાદ
નમ્યા તેને જોઇને અમીર સરદાર,
નમાવ્યા સીપાહોએ માનમાં હથ્યાર

## નવી આશા

મનીજેહના દીલમા આશા સળગી,
દોડી તે પીરાનને ગળ વળગી
બોલી તે રડીને "ઓ પ્યારા વઝીર,
" જો અરે જો મારો આશક અમીર
' જો એનો ચહેરો જવાની તુ જો,
" શાહજાદી તારી દીવાની તુ જો.
" આશક મારો થઇ જાયછે બેજાન,
" દે મને મદદ તુ દે રે અમાન
" શાહને તુ કાંઇબી કહીને સમજાવ,
" મને ને એને તુ દાનેશ બચાવ
" તુ મારો વાલીદ. હુ તારી બેટી,
" હુ તારી ગોદમાં છુ સદા બેઠી
" કરે જો મદદ તો બચાવ થશે,
" યા તો. અમારો હયાં જાનબી જશે"

ધીરજ દઇ પીરાને કેફીહત પુછી,
પ્યાર કરી તેણીની આંખો લુછી.
સાંભળી તે અહેવાલને થયો ગમગીન,
ઉભો તે વીચારવત જોતો જમીન.

## દસ્તે રૂસ્તમનની યાદ

આવ્યો ત્યાં શાહ ખુદ દરબારને લઇ,
આમ તમામ ઉભી રહી ચુપ બની જઇ.
પીરાનને જોઇને બોલ્યો ત્યાર શાહ,
' જો અરે વજીર આ બેટી ગુમરાહ.
" બુરી મારી કેવી છે દુખી સરજત,
" મુદ્દઇસે કરે છે બેટી મહોબત.
" આ મુજી છે છોકરો નામે બેજન,
" ગોદરેજની તોખમનો મારો દુશમન
" એને મારીને આજ લેવશ કરાર,
" વહેતી હું જોવશ ખુનની હયાં ધાર."
પીરાને કહયુ " ઓ શાહ સરફરાજ,
" તારે કાજ જીવુંછ ને મરશ તુજ કાજ.
" ખરૂ હુ બોલવાને ખોલશ જબાન,
" ગમે તે આપજે તુ પછી ફરમાન.
" ઠરાવ તારો છે આ બેશક બુરો,
" બુરા એક કામનો છે અંજામ ભુડો.
" બેજનને મારીને ઠરશે તુ નહીં,

" નચીંત તુ જ જીવમાથે ફરશેતુ નહી
" બેજનના મોતથી જાગશે તુફાન,
" વેર લેવા ખીજવાશે સારૂં ઇરાન
" બેજનનો પીતા છે દલાવર ગેવ,
" હીમતમા હાથી ને જોરેમ દ દેવ
" આવીને ચલાવશે શમશોરે તેજ,
" તુરાનને કરશે પળમાં રેજ રેજ
" મમાવો એનો તે જ ગી રૂસતમ,
" ઓલાદને કાજે તે ધરશે પુરગમ
" આવીને લેશે તે હડડતુ વેર,
" સલામત તુરાનમાં ન રહેશે ઘેર
" તુરાનને બનાવશે પળમાં ક ગાળ,
" જાણે છે કેવી છે તહેમતન ચુ ગાળ.
" મારશે તુ બેજનને પકડી જનુન,
" ને રેડશે જો તુરાનમાં તેનુ તુ ખુન,
" એકક તે લોહીના ટીપાને કાજ,
" સો–સો તુરાનીઓ થશે તારાજ
" યાદ કર ભલા તે રયાવક્ષનુ મોત,
" ભરવી કેમ પડીતી તુરાનને ખોટ.
" રૂસતમ જો આવ્યો તો જ જાળ થશે,
" તુરાની જમીન બસ પામાલ થશે
" સુખ ફરી તુરાન નહી જોશે કદી,
" તુરાનમાં ચાલશે બસ લોહીની નદી.
" હજારો તુરાનીઓ કપાઇ જશે

“હજારો નારીઓ વીધવા થશે”
બોલ્યો શાહ ત્યારે “ઓ વજીર મારા,
“દાનેશમદ ડાહયા ને દેશના પ્યારા
“આવી મને લાગી છે જો બેજાલત,
“ગરૂરીને પડયો છે ફટકો સખત.
“દુશમનો આવે ને કરે ખુબ ગેલ,
“ઘર સમજે પોતાનુ બેટીના મહેલ.
“મજ બેટીની સાથેબી કરે મજા,
“તેને શુ ન દઉ હુ મોતની સજા?
“નામોશી આવી હુ કેમ જોઇ શકુ?
“શરમનો દાઘ હુ કેમ ધોઈ શકુ?
“ઘરમાં મજ આવ્યો આ જેરીલો નાગ,
“લોહી એનું રેડીને ઘોવશ હુ દાઘ”
પીરાને કહ્યુ “શાહ ઓ નામવર,
“સારી શીખામણ પર ધ્યાન જરા ધર.
“આગળુ એક કામતું યાદ કર જબુન,
“કીધુ ’તુ તે જયારે શ્યાવક્ષનુ ખુન.
“મે સમજાવ્યો પણ તુ સમજ્યો નહીં,
“શીખામણુ મારીને બેવજુદ કહી
“પછી શુ થયુ ? કેમ પડી આફત ?
“તુરાને જોઇ કેવી લડાઇ સખત ?
“તારાજબી થયાતા નરો બીશયાર,
“રડારોળ ચાલીતી સાંજને સવાર.
“શ્યાવક્ષનુ ભુલાયું નથી જો વેર,

"વધશે આ બનાવથી ઇરાનનો કેહેર
"આવશે જો પાછો તેહમતન રૂસતમ,
"તુરાનમાં ચાલશે તો પાછી માહેતમ.
"આબાદી શાંતીબી નાશાદ થશે,
"હજારો કુટુંબો બરબાદ થશે."
શાહે ત્યાર પુછ્યુ "શુ છે વીચાર ?
"છોડુ જેને કીધી મજ ઇજત ખુવાર ?
"નામોશી લઇને ચુપ હુ બેસુ ?
"વેર લેવા નહી એનુ ગત્રુ રેહેસુ ?
"લોકો શુ ધારશે ? કેમ હસશે મને ?
"હસી મારી જોઇને શુ ગમશે તને ?"

## ઘરડા માથામાં ભમતી ચીંતા.

પીરાને કહ્યુ "બેશક સજા તુ કર,
"પણ મોતની આ સજાથી પાછો તુ ફર,
"તુરગમા મોકલ દે કેદની સજા,
"ખુદા ખાતર ના દેતો એને કજા
"બોલુ છુ જયારે મને લાગે છ તારૂ,
"દુખી થશે તુરાન પ્યારૂ મારૂ.
"જોઇ નથી તુરાને જગમા ચહડતી,
"પ્રજા રહી છે હમેશાં પડતી ખડતી.
"માટે તુ કરી દે નરમ જીગર,
"મોત બદલ આપી દે હુકમ દીગર.

"જમનાએ બનાવ્યુ ઘરડું આ સર,
"સુકુ થઈ પાત્રુ સુકાયુ શઝર.
"માથુ તે ઘરડુ આ નમે છ તુ જો,
"માથામાં ચીંતાઓ ભમે છ તુ જો
"રઇયત તો તારી છે બચ્ચાં મીશાળ,
"ખોટાં તુજ પગળાંથી નકર કંગાળ.
"બેજનના ખુન જેવું કરશે તું કામ,
"તારાજ થશે તુરાનનુ સદાકાળ નામ."

## આખરે થયેલી અસર

શાહ ઉપર થઇ આ શીખની અસર,
પીરાનનો પકડયો પ્રીતીથી કર.
બોલ્યો તે ખેચીને જીગરથી હાય,
"બોલ તારો વજીર કદી નહી જાય
"જો કે છે મારી આ મુલ્ક પર પનાહ,
"ખરો તો તુ છે દેશનો ખેરખાહ"
હુકમ શાહે દીધો કરીને પોકાર,
"લઇ જાઓ બેજનને શહેરની બહાર.
"જંગલમા કુવો છે પડયો પડત,
"તલ્યું જેનુ સુકુંને સંગીન સખત.
"તુરાનની સરહદનીઆવ્યો છે બહાર,
"પાણી વના જે પડયો બેકાર
"તેમાં એને નાખો બસ કરી કેદી,

" હાથ પગે બાંધી પોલાદની બેડી.
" પથર તે પર મુકો એક ડુંગર સમાન,
" થાય જેથી મારો આ દુશમન હેરાન.
" દેખે નહીં રાત યા રોશન સહર,
" અવાજ એનો ગુંગાલાશે કુવા અંદર
" મનીજેહથી થયો છુ હુ બેકરાર,
" વધ્યો છે એનીપર મારો ધીકાર,
" શાહેરની બમ બહાર એને હાંકીકહાડો,
" પથરના માર એને મારી કહાડો."

## કુવાની પાસબાન.

કસરેવઝ સાભળી આ શાહી હુકમ,
રહ્યો તે ઉભો સર કરીને ખમ
મુખથી તે ન શકયો કાંઇબી બોલી,
ફફડયો ચટકયો હાથો ચોલી
બેજનને લઇને જંગલમાં ગયો,
કુવામાં બેજન તો અમીર થયો
સો-સો માણુસોએ ઉચકી અધ્ધર,
કુવાપર મુકયો ગંજાવર પથર.
બ્યાબાન હતુ તે ભયનાક જંગલ,
મનીજેહ બેડી તે કુવા આગલ
કુવાની દીવાલમાં હતુ સુરાખ,
બેજનને પુગાડે ત્યાથી ખોરાક.

પાસબાની કુવાની કરવા લાગી,
ફળા કાઇ ચુંટે ભીખ લાવે માંગી.
બનેનો હતો પરવર પર આધાર,
રાત દીવસ રહયા તે થઇને બેજાર

## ઇરાનમાં માહેતમ.

ઇરાનમાં કાંઇક હવે કરશુ નજર,
ગુરગીને પુગાડી ખોટી ખબર.
દરબારે શાહમાં તે હાજર થયો.
સર અને છાતી તે કુટતો ગયો,
રડયો ને બોલ્યો તે ઢાંગો કરી.
" મોત વના ગયો હુ ખરો મરી,
"બેજન મુજ પ્યારો રે દલેર સીપાહ.
" ગુમ થયો સાંભળ બખતાવર શાહ,
"પતો નહીં લાગો જ ગલ દરમ્યાન
"શોધી ખોલી થઇ ગયા અમો હેરાન,
"રાત અને દીવસ ને સાંજ ને સવાર
"તલાશ હમે ચલાવી હરગમ હરબાર
"કીધી હર જગાએ તપાસ ખસુસ,
"દોડાવી ચો તરફ કાસદ જાસુસ.
"અમોને મળી ન કાઇબી નીશાન,
"દખાયો કોઇ નહી જ ગી જવાન."

## ગેવનો ગુસ્સો.

ગેવ અને ગોદરેજ આ સાંભળી તેવાર,
ગમ અને જારીના કરી પોકાર,
હાય અને અફસોસનો ભરીને દમ,
લાગા તે કરવાને માહેતમને ગમ.
બોલ્યો ગેવ "અરે ગુરગીન બદજાત,
"વાત તારી બેશક છે ખોટી વાહયાત.
"બેજનની જતન ખાસ લેવાને કાજ,
"મોકલ્યો તુને શાહે સરતાજ.
"છોડી તેને જંગલમાં આવ્યો ફરી,
"બીહકન તુ બાયલો ઢોંગો કરી.
"માથુ તારૂ ઉડારૂ શમશીરે અધ્ધર,
"બેટાના બદલામાં કાપુ તુજ સર."

## જામે જમશેદ.

પોકાર કરી ગેવે છોડીને ધીર,
સર તેનુ કાપવાને ખેંચી શમશીર.
ગુર્ગીન તો નાઠો, ધ્રુજી થર થર,
ભરાયો ખુણામાં જાણે ઉંદર.
તે વારે બોલ્યો શાહે નામવર,
" ગેવ મારા પ્યારા, ધીરજ તુ ધર
" ગુરગીનને મારવાથી શુ વળશે વેર!
" તેથી બેજન કાંઈ આવશે તુજ ઘેર!

"બેજનને માટે સઉ કરશુ તલાશ,
"ગુરગીનની ત્યાર બાદ ચલાવશુ તપાસ"
હુકમ કીધો " ખજાને જાઓ મુદામ,
"હાજરકરો તરત હયા જમશેદનીજામ.
" ખુદાની પનાહ હુ માંગી લેવશ,
" જામે જમશેદમાં જોઇને કહેવશ "
દુન્યાના બનાવો ભરમને ભેદ,
ખુલ્લી કરનારી તે જામે જમશેદ
બનેલા બનાવોની તે રાખતી ખબર,
દુરદરાજ મુલકોપર કરતી નજર.
અસર તેની પુગતી જગતમાં ઠેઠ,
આસમાનને જમીનને પતાલનુ પેટ.
ખુલ્લા થતાં સઉ કાઇ તેની આગલ,
હર જગે હતી બસ તેનીજ દખલ
તે બખતાવર માતેબર જમશેદી જામ
હાજર કીધી નકીએ તરત તે ઠામ.
દરબારમા શાંતી ચુપકીદી ચાલી,
દરબારી ઉભા ચુપ અદબ વાલી,
શાહ ઉભો પોતે ખુદ સરે દરબાર,
નમન તેને જામને કીધુ ત્રણ વાર.

## શાહની બંદગી.

પછી બોલ્યો શાહ બને હાથો જોડી,
દુન્યાઇ વીચારોથી દીલને છોડી.

"પરવર એ પાકીજેહ કીરતાર મારા,
"ગાલીઓ ગુફરાનો ગફાર મારા
"તુ કરીમો રહીમો રહેમતદાર છે,
"જગ અને જેહાનનો તુ સરજનાર છે.
"તુ વશ ત ને ભેજાન ને ફળ અને પાન,
'તુ દર્યાનો જોશ અને માનવનો જાન
"ચદ્ર તારામાં તુજ હસ્તી છે ખુદ,
"સુરજની રોશનીમાં તુ છે નમુદ
"આતશની ગરમીમા તુ છે હયાત,
"સૃષ્ટીની રચના તે તારી છે જાત
"ફુકારો પવન તુજ દમથી ફુકે,
"જાડોને પાત્રાં તુજ હુકમે ઝુકે
"સમજ ને ગ્યાન અને અક્કલ ને બુધ,
"હસ્તી તુજ દેખાડે માતાનુ દુધ
"નદીને સાગર ને પવન હવા,
"તુ આદમનુ સુખ તુ દુખની દવા
"દમ તારો ભરનારનો તુ છે દમબાઝ,
"બીમારનો કરાર તુ દર્દનો ઇલાઝ
"તુ અને તુ બસ સઉમા તુ છે,
"પાણીને પથ્થર ને લહુમા તુ છે.
"જીદગી બી તારી જીવાડનાર બી તુ,
"જમબી છે તારો ને મારનારબી તુ.
"ગુનાહોના પરદાને ફાડનાર બી તુ,
"નીર્દોશો સ કટથી તારનારબી તુ.

"મારો તું માલીક ને ખાલીક મુદામ,
"હુ તો છું તારો એક નાચીઝ ગુલામ.
"મારી પર રહેમની નીગાહ તુ કર,
"ભેદી બનાવોથી આગાહ તુ કર
"નાકામને કરીને કામયાબ તુ દે,
"જમશેદી જામથી એક જવાબ તુ દે"

## જામે દીધેલો જવાબ.

ચહેરા પર શાહના ચમકયુ નુર,
જામ મધે કાઢી નજર ભરપુર
જવાબ જોઈ જામમા થયો બેચેન,
બેઠો તે તખત પર કરી નમન
બોલ્યો શાહ "સાંભળ ગેવ તુ પ્યારા,
"સાભળો આ દરબારી વહાલા મારા
"સરહદ જે આવી છે જગલ દરમ્યાન,
"છુટા જયાં પડે છે ઇરાન તુરાન.
"આવ્યુ છે ત્યાં એક જગલ ભયકર,
"વસેછે જયાં વાઘ અને વરૂ બબર
"કુવો એક ભયભીત ત્યાં ખણેલો છે,
'બેજન તે કુવામાં પડેલો છે.
"બેઠી છે તે પાસે નાજુક નારી,
"ખુદાની માંગતી તે દીલથી યારી."

## ઇરાનનો કીર્તીનો કોટ.

સાંભળી આ વાત ને આખી દરબાર
વીચારમાં પડીને થઇ એકરાર
આવું તે જગલ ને સફર બીકટ
કોણ કરે જવાની ખરી હીમત?
એઠા સઉ વીચારતા કાંઇ કાઈ ઇલાજ
સભળાયો તેવામાં સરનાઇ અવાજ
નકીએ ત્યાં આવીને પોકારી આન,
“દરબારી સઘળાં આપજો તમ ધ્યાન
“ઉભા થઇ કરી દો સઘળા નમન,
“આવે છે દરબારે શુરો તહેમતન”
ઉલત આવી દરબારમાં તરત તે ઘડી,
માન આપવા અદબ સાથ થઇતે ખડી
આવીને ઉભો ત્યાં તે રૂસતમ નામવર,
તખતે શાહ આગળ નમાવી સર.
જહાં જોય પીલતન તે બહાદુરપહેલવાન
ઇરાની આલમનો જીવ અને જાન
જગને ઝલકાવતી તે જોરવતી જોડ,
કોમે કયાનીની કીર્તીનો કોટ
દુશમનને ડરાવતો દેવ બંધ શુરો,
દોસ્તોને હરખાવતો બહાદુર પુરો
જગોમાં જીતવાની ધરાવતો કળ,
શાહ અને શાહીની બાજુને બળ.

માચવતનો સાથી સારચો સીપાહ,
તારા સમ આંખોને નુરી નીગાહ
ખાંધ ઉપર ઢાલ ને પોલાદી કમાહ,
બદનમાં બખતર ને માથે કોલાહ
કમ્મરે લટકતી શરમશીરની મ્યાન,
તીરોનો ભાથો ને ચાંચી કમાન
ભાલો ને બરછી ને ખ જર સ ગીન,
ગાવ્યાની ગુરૂઝ ને પટો જરીન
દમામદાર સીહ ને ચીતાસમ મસ્ત,
પહાડ જેવી બાજુ ને લોખ ડી દસ્ત.
હરણુ સમ ચ ચલ ને હાથી સમ તોર,
વાઘ જેવી ચુ ગાલ ને ગેંડા સમજોર.

## રૂસતમની શંકા

દરબારે હરખથી દીધો આવકાર,
દુવાઓ આશીશનો કીધો નેસાર
રૂસતમને આપીને ખરૂ માન ખાસ,
શાહે તેને બેસાડયો પોતાની પાસ
ચહેરા દરબારીના રૂસતમે જોઇ,
પુછયુ કે "બેઠા કેમ ખુશીને ખોહી ?
"શુ આવી છે જ જાળ ને વીપટ આફત?
"માથે શુ આવ્યુ છે કામ કાંઇ બીકટ ?
"આવી કોઇ ચહડાઇથી ઉદાસ થયાછ ?
"શીકસ્તની ધાસ્તીથી નીરાસ થયાછ ?"

ગેવે ત્યાર કહી વાત સઘળી ખરી,
રૂસતમના હાથ તેને પ્રીતથી ધરી,
ને બોલ્યો તે દીલથી પકડીને ગમ,
" ઇરાનના ચોરાગ ઓ શુરા રૂસતમ
" ઇરાનની આબરૂના કીર્તીવંત કામ,
" બુલંદ ઓ કરનારા ઇરાનનુ નામ
"જંગ અને જહાનમા થનાર આશકાર,
"કયાની આ કોમના આ એકલા આધાર
"આવ્યો છુ તુજ પાસ હુ નાચાર બની,
"મદદ કર-મદદ કર-ઓ જોરના ધણી
"મદદે મારી બસ આ વાર તુ આવ,
"જંગલમાં જઇને મજ બેટાને લાવ "

## રૂસ્તમની કબુલાત.

રૂશતમે હસીને કહ્યુ તે વાર
"દામાદ મારા વહાલા તુ ધરજે કરાર
"એવું તે શુ આ કામ છે સખત!
"બચ્ચાંની સમજુ છું હુ તો રમત,
"બેટાની તારા હુ મેળવશ ઇધાન
"આજે જહુ જવશ તે જંગલ દરમ્યાન"
શાહે કીધી રૂસતમ પર હજાર આફીન,
"તુજ જોડી વન રહી છે ઇરાન જમીન
"તુ જશે તો થશે સઉ આફતો દુર,
"તુ જશે તો પાર થશે કામ આ જરૂર"

રૂસતમે કીધી તઈયારીઓ ખાસ,
સોદાગરનો સજયો તેને લેબાશ
લીધાં કાંઇ માણુસો તેને સગાત.
નીશાન માટે લીધો ગુર્ગીનનેબી સાથ.

## જગલમાં મંજલ.

જેવને દીલાસો ને ધીરજ આપી,
ચાલ્યો તે જગલમાં મંજલ કાપી.
તુરાની સરહદ પર હતુ એક ગામ,
વેપારી થઇને ત્યાં કીધો મુકામ
પડાવ નાખી ઉતાર્યો સોદાનો સંગ,
ફરી હરી જોયો સઉ તુરાની રંગ.
વેપારી વછીયાતસે વાતો કીધી,
બેજનની વાત સઘળી પુછી લીધી.
મનીજેહ બાબેબી મેળવી કાંઇ ભાલ,
કુવાને લગતીબી મેળવી મીશાલ.

## ખુબસુરત ભીખારણ.

બેઠાતા રૂસ્તમને ગુરગીન બે સાથ,
કુવાની શોધ માટે કરતા તે વાત.
આવી તેવામા મીસકીન એક બાઈ,
દખાવે ખુબસુરત જવાન કોઇ જાઈ
બોલી તે "સોદાગર દુખીના બાપ,

"ભીખારી છુ કાંઇ બક્ષેસ તુ આપ.
"અન વસ્ત્ર વના હુ રખડી ફરૂંછ,
"ભુખ અને પ્યાસે હું રીબી મરૂ છ.
"ગરીબાઈ મારી પર આપ તારૂં ધ્યાન,
"દયા કર, દયા કર, દે મને દાન."

રૂસતમે મનમાં સઉ સમજી લીધુ,
યુકતીથી આવારે કામબી કીધુ
બોલ્યો તે, "બાઇ આમ હેરાન ના કર,
"જા–ફેરે જઇને પેટ તારૂ ભર
"સઉ રસાલો અમારો ઈરાની છે,
"વસ્તી આ ગામની સઉ તુરાની છે
"તુ તુરાની છે તો તેમની પાસ માંગ,
"ના ઇરાની પાસે માર એવી બાંગ.
"દોલત ને ગજ એમ લાવ્યા નથી,
"સખાવત કરવાને આવ્યા નથી
"વેપારના હીસાબો કરવા તુ દે,
"સખીના ઘરનો કોઇ રસતો તુ લે"

## મનીજેહની કાકલુદી

બોલી મનીજેહ, "આ ભલા ભાઇ,
"સખી બન, કરી દે જરા નો ભલાઇ
"ખરૂ છ, ગામમાં તુરાની વસેછ,
"મારા તો દુખો જોઇ તેઓ હસેછ.

"વેરીઓ બન્યા છે મારા જાત ભાઇ,
"ડગલે ને પગલે તે કરેછ બુરાઇ
' તુરાની સઘલા છે મારા દુશ્મન,
"ન આપે ખાવાને દાનાનુ અન"
રૂસ્તમે કહ્યુ "ઓ તુરાની બાઇ,
"કીધી તે હશે તુરાનસે બુરાઇ
"તેથી થયા તારા દુશ્મન દેશી,
"અલગ હશે બન્યા સગા ખેસી."
મનીજેહ બોલી, "રે સંભાળ સરદાર,
"ઇરાનીને કીધો મે મારો ભરથાર.
"વેર અને કેહરનો એ છે સબબ,
"ભીખારી અવતારનો પડયો ગજબ.
"જાત વાળો તારો એક દુખે તકડે,
"કુવામાં પડેલો દીન રાત તવળે
"ગમે ન આપ મને, મારે ખુદ કાજ,
"તુંજ હમદમની ધર જરા દયાને દાજ.
"ખાવાનુ આપે તો લઇ જઇ દેવશ,
"ખવાડી તેને હુ ભુખી રહેવશ."

## રૂસ્તમની યુકતી

રૂસતમની છાતી ત્યાર ભરાઇ આવી,
મહોબતની ભરતીબી ઉભાઇ આવી.
મનીજેહને બેસાડી બોલ્યો તે આમ,

" કહે મને અહવાલ ને તારૂ નામઠામ
" ઇરાની જીયે કાઇ કોશેશ કરશુ,
" મદદે દોડવાથી નહી હમ ફરશુ "
મનીજેહ બેઠીને કહ્યુ દાસ્તાન,
રૂસતમે આપ્યું ત્યાર છુપુ ફરમાન
મનીજેહને જમાડી તાજી કીધી,
ખોરાક વળી આપીને રાજી કીધી
ખોરાકમાં વળી એક યુકતી કીધી,
રૂસતમે મુકી પોતાની વીટી
મનીજેહ ચાલી આ ખોરાક સાથ લઈ,
રૂસતમને હજારો દુવાઓ દઇ

## કુવા તરફ કુચ.

રૂસતમે આપેલો હતો હુકમ,
સઉ માણુસો થયા તઇયાર એકદમ
છુપેથી ચાલ્યા મનીજેહ પાછળ,
કાપી બે કલાક આ મુજબ મજલ
કુવા આગળ પુગ્યા સઘળા તેવાર,
ભયભીત તે જગલનો કીધો શુમાર.
આસપાસની જમીન બહું પહાડી હતી.
ઉગેલી ગીચ જગલી ઝાડી હતી
ઝાડીમાં તેઓ ત્યાં ગુપચુપ પેઠા,
રાતની વાટ જોતા ઘાસ પર બેઠા
કુવા આગળ આવીને સુરાખ ખોલી,

ખોરાક આપી મનીજેહ મોટે બોલી,
"જાન મારા બેજન, જીગરના કરાર,
"તન અને બદનના ખાવંદ ભરથાર.
"સાંભળ આ સુખન બેદાર તું થા,
"ખોરાક આ લઇને હુશીયાર તું થા,
"ઇરાની સોદાગર આવ્યા છે હયાં,
"સોદાગરી સામન લાવ્યા છે હયાં.
"તારે કાજ માંગવા તેઓ પાસ જઇ
"લાવી છુ તારે કાજ ખોરાક આ કંઇ"
બેજને કહયુ " ઓ બાવફા નાર,
"કેવો તારો વધે છે મજ પર આભાર.
"જતન મારી લેવાને બનીછ પાસબાન,
"માંગી તાંગી ચલાવેછ મારૂ ગુજરાન.
"તુ વના હુ તો હયા ભુખે મરતે,
"ભુખે ને પયાસે મજ જીવડો જતે."

## બેજનની મુરખાઇ.

બોલતા આમ બેજન તો અટકી ગયો,
મોટે મોટે હસીને ખુશી થયો.
હુન્યો તે મારીને પોકાર ભારી,
" દુર થઇ આફત એ સઘી મારી
" ખુશીનો આવ્યો છે હવે તો દીન,
" ફરીને જોવસ હુ આસમાન જમીન"

મનીજેહે સાંભલ્યો ખુશીનો સાદ
દીલમાં તેના થઇ પડયો ઘભરાત,
ઘભરાતમાં આવ્યો એવો વીચાર
" દીવાનો બન્યો છે મારો ભરથાર.
" દુખોથી બેજન કાંઇ ઘેલો થયો,
" આફતથી આખર ભેજાથી ગયો "
પુછયુ તેણે બેજનને દીલથી ઘભરાઇ,
"ખુશાલી તારી છે શામાં સમાઈ?
" ખુશી કેમ દીલમાં વસે છે આમ ?
" શા કાજે હરખમાં હસેછે આમ ?"
બોલ્યો બેજન "છુ ખુશી ખુશાલ
" છુપો એક મારો છે આજે હેવાલ.
" ખુદાએ કીધી છે ખરી કરમ,
" સગનનો સમાયો એમાં ભરમ.
" વાત તારી આગળ જો હુ તે કરશ,
" બેવકુફ ઘાવડી ને ગમાડ ડરશ
" છુપી ને ખાનગી ને ભરમની વાત,
" સ્રીને તે કહેવામાં મુર્ખાઇ નેહાત "
મનીજેહ બોલી "ઓ પ્યારા બેજન,
" સંભળાવેછ મને તુ કેવા સુખન !
" દાસી બનીને હુ તાબેદાર રહી,
" સંકટમાં તારાં હું વફાદાર રહી
" વતનને વતની સઉ છોડી દીધા,

" સગાઈના રીશતાઓ તોડી દીધા.
" તુ કાજે જંગલમાં આવી વસી,
" નાજુક આ બદનબી નાંખ્યુ ઘસી.
" સેવા તારી બજાવવા ગાંડી બની,
" શાહી છોડીને હું બાંદી બની.
" તારે કાજ છોડી મે બાપીકી મહેર,
" તારે કાજ જંગલમાં કીધું મેં ઘેર.
" સેજ અને સાજથી બેચારી બની,
" એશ આરામ છોડી ભીખારી બની.
" એ વફાઈનો આવો તું બદલો આપેછ,
" દુધ આપતી ગાયનું તું ગલું કાપેછ.
" ફળ દેતા દરખ્તનું કાપેછ તું થડ,
" જીવાડનારા છોડવાની ઉખાડેછ જડ.
" રસ્તો દેખાડનારની ફોડેછ તું આંખ,
" હવાંપર ઉડારનારની કાપેછ તુ પાંખ.
" ખરી ખુબીને તેં બેઆલત દીધી,
" હોરમત બક્ષનારની હોરમત લીધી.
" સેવા મારી લઇને નગુણો થયો છ,
" બેફવાઇનો તું એક નમુનો થયો છ.
" ટુતેલાં હઇડાંથી જાન હું આપશ,
" જવાન મજ જીંદગીની દોરી કાપશ,
" ભલે કે જીવ આપી કાપું ગલું,
" દુખ છોડી સુખમાં હું મોતને મલું."

બેજન આ સાંભળી પશેમાન થયો,
મુરખાઇથી પોતાનીજ હેરાન થયો
બોલ્યો તે એકદમ "હુ બન્યો ગુમરાહ,
" માફ કર એ માશુક હુ કરૂ તોબાહ.
" માફી તુ દીલથી દે કરી કબુલ,
" દર ગુજર કરી દે મારી આ ભુલ.
" ખુશાલીથી હું તો દીવાનો થયો,
" તાનો તારો સાભળીને શીયાનો થયો.
" ખુશાલીની વાત આતું પ્યારી સાંભળ,
" આવી પુગો રૂસતમછે આપણુ આગળ
" આફતો આપણી બસ ગઇ છે તળી,
" રૂસતમની વીટી છે મજને મળી."
મનીજેહ બોલી ત્યાર ખુશી ખુશાલ,
" દાદગરે સાંભલ્યો આપણો સવાલ
" તુ પ્યારાને આખર હુ મળશ ફરી,
" તારી હવે થવશ હુ લગન કરી
" બાંધીને શાદીનુ ભલુ પેમાન,
" સપજે રહીશુ હમ મુલ્કે ઇરાન."
સાંજની હવે આવી પુગી ઘડી,
સુરજ થયો અસ્ત ને રાતબી પડી

## જહાંજોયનું જોર.

આવ્યો રૂસતમ તે કુવાની પાસ
ગુર્ગીનબી આવ્યો ને બીજા સો દાસ.

મનીજેહે તેને બહુ દુવા દીધી,
હાથ તેનો લઈ તે પર ચુમી લીધી
હરખના આંસુ સાથ તેને કહયું,
"તુ આવ્યો ને દુખ તો અમારૂ ગયુ"
રૂસતમે કહયું "ઓ વહાલી હમશીર,
"બેજનને કહાડસ તુ ઘર જરા ધીર"
કુવા પાસ ઉગેલાં હતાં નહીં જહાડ,
કુના પર મુકેલો મોટો એક પહાડ
રૂસતમે મામલો સઉ જોઈબી લીધો,
સીપાહો ગુર્ગીનને હુકમ દીધો
" પથર આએ તમો સઉ ઉપાડી નાંખો,
" જોર કરી સામતુ ઉડળાવી નાંખો"
જોર કીધું સઘળાઓએ મળીને સાથ,
અજમાવી બાજુને બદન ને હાથ.
કુવા પરથી પથર તે ઘસ્યોબી નહી,
તસુ એક હઠયો કે ખસ્યોબી નહી.
હસીને બોલ્યો તે વારે પીલતન,
" હઠો—હું અજમાવશ મારૂં બદન."
નમ્યો હાથ જોડીને પછી તહેમતન,
જમીન પર પડયો તે વાળી ગુઠણ.
બોલ્યો તે 'મારા એ કરીમ કારસાજ,
" કબુલ રાખ મારી તું બંદગી નેમાઝ.
"બંદા તારો નમે છે તારી હજુર,

"બક્ષ મને જોર મારૂં અસલ ભરપુર
"કીર્તીવંત કામોનો તોર મને દે,
'પથર ઉડાવવાને જોર મને દે
"દુન્યામાં કાયમ આ કામ મારૂ રાખ,
"પહેલવાનોમાં પહેલુ નામ મારૂ રાખ
"પહાડ આ ઉડાવવાની હીમત તુ દે,
"તેહમતનો પીલતનનુ કઉવત તુ દે."
ઉઠયો જમીનથી પકડી જનુન,
રગોરગ ઉભાયુ જોશ ભેરે ખુન.
બે હાથોના ટેકા પથર પર આપી,
વચમાં વળી ખુદ તેને છાતી દાબી
દમને છાતીમાં બસ ખેંચી લીધો,
જોર કરી પથર હડસેલી દીધો
પથરસે ઘસાયો કુવાનો સંગ,
ચીંગારી ઉડી લઈ આતશીં રંગ
ઉંડો પડયો ખાડોને ભોયબી ભાંગી,
ધરતી તે ધપકારે ધ્રુજવા લાગી
બેજને ખુશીથી માર્યો પોકાર,
બોલ્યો "ઓ દેવબંદ ઓ શુરા સરદાર
"દેખાડયો મને તે ખુશીનો દન,
"આસમાનો જમીન ને મહાતાબ રોશન."
બોલ્યો રૂસતમ 'પહેલાં કોલ મને આપ,
"બાપીકા વચન સાથ બોલ મને આપ.

"પહેલા કરી દેજે દીલ તારૂ સાફ,
"ગુર્ગીનના ગુનાહની કરી દે માફ."
બેજને કહ્યુ "નહીં એ કદી બને,
"કીધો છે ગુર્ગીને હેરાન મને.
"અદેખાઇથી બન્યો એ ખરો હેવાન,
"એનાથી થયો છું હુ આવો હેરાન.
"ખુશામદ કરી સપડાવ્યો મને,
"દુશમનની જાળમાં ફસાવ્યો મને.
"એનાથી મને આ તુરગ મળી,
"કીર્તી મજ જોઇ આંખે અગન બળી
"ચહડયો છે એની પર મારો બહુ કહેર,
"માથું હું ભાંજીને લેવશ હુ વેર"
રૂસતમે કહ્યુ "જો એ છે વીચાર,
"કુવાથી કદી ન કહાડશ હું બહાર.
"સગો તારો નહી, હુ બેગાનો થવશ,
"ઘોડે સ્વાર થઇને હું ચાલી જવશ.
"કરશે તું અહીં સદા આહો જારી,
"પુરી કરશે કુવામાં જીંદગી તારી."
બોલીમનીજેહ "ઓ વ્હાલા બેજન,
"જીગરો જાન ઓ મારા તન-મન.
"દેલાવર જીગરનો બનતુ ઉદાર,
"અપકારના બદલામાં કરતુ ઉપકાર.
"કટા એક વેરી ને જાની દુશમન,

“ માફ તેને કરે તે ખરો સજન
“ ખુશીના વખતમા ના રેડ રગત,
“ દોસ્તી તું કરીલે છોડી કપટ
“ ગુર્ગીનનો હું તો માનુંછ આભાર,
“ એનાથી મળયો તુ મજને ભરથાર ”
લાચાર થઈ બેજને આપ્યો વચન,
ગુર્ગીન બી થયો ત્યાર દીલથી મગન

કુવા પાસ ઉભો હવે રૂસતમ બુલદ,
ફેંકી તેને કુવામાં ખુદની કમદ.
બેજને કમદ તે પકડી લીધી,
કમ્મર પર તરત તે લપેટી લીધી
જોર ફરી રૂસતમે અજમાવ્યુ ત્યાર,
કહાડયો મારી ઝટક એક બેજનને બહાર
ભેટયાં સઉ એકકને ખુશી ખુશાલ,
કહયો એકકને હસી અહેવાલ
મુસાફરી કરીને જ ગલ દરમ્યાન,
આવ્યાં સઉ સલામત મુલ્કે ઇરાન.
બેજન મનીજેહને મલયાં ત્યાં સઉ,
બાપ અને બેટો, સાસુને વહુ.
ઉલતમા આવ્યુ તેહરાન સારૂં શહેર,
રોશની રામશની થઈ ઘેરે ઘેર.
આમ અને ખાસના થયાં જશન,
ખાનગીને જાહેરમાં થયાં જમન.

પીતાને માતાને બેજન મલ્યો,
શાહ આગળ જઈને માનથી નમ્યો
બેજનની શાહે બહુ વખાન કીધી,
જર જવેરાતની સોગાત દીધી.
ભેટ આપી શાહે કીર્તીની શમશીર,
ફળ ફુલાદીઓથી ભરી જાગીર,
રૂસતમ પર શાહે દેખાડયુ વહાલ,
ભર દરબારમાં તેના ચુમ્યા બે ગાલ.
મનીજેહને શાહે દીધો આવકાર,
ઇરાની બનાવી પહેરાવ્યો હાર
એક બે મહીના તે બાદ ગયા,
બેજન મનીજેહના લગન થયાં

* * *

ખુદા આ મારા ખાવીદ ખાલેક,
જીવ અને જીંદગીના એકલા માલેક.
તુજ જનાબે નમે છે મારૂં આ સર,
કરમો મયાની મહેરબાની કર.
કામ મારૂ આજે આ પડયું છે પાર,
તે તારી છે બરકત આ પરવરદેગાર.
મદદ જેમ કીધી છે મને તે આજ,
સંસારે વહેવારમાં રાખજે મજ લાજ.
લાવી તે આપ્યો મહેનતનો અંજામ,
નમે છે બંદા આ ખાકી ગુલફામ.

ખતમ

# બેજનની માતા.

---

# બહાદુર બાનુ ગોશસ્પ.

---

[ તે બાનુની એક ટુંક તવારીખ. ]*

દુન્યાના રક્ષક ઓ જગતના બાપ,
કલમ આ ચલાવવા મદદ તુ આપ.
રસ્તો દેખાડવાને થા તુ રાહબર,
આપ મને શકતીઓ મારા પરવર
દે મને ઉમ ગ હોંશ ને ઉલટ,
દે મને જોર જોમ ને હીમત
દે મને ભલા કામની તોફીયત,
દે મને સાચીને ખરી નીયત
દે મને રાસ્તીની ભલી સમજ,
દે મને તાજગી આ મારે મગજ
દે મને મહજબી યકીન તમામ,
કે ચાહરમની સવારે મળે આરામ.

---

* રૂસતમની બેટી બાનુ ગોસસ્પની જે તવારીખ સાંભ-લવામાં અને વાચવામા આવી છે તે ઉપરથી આ ટુંકો નાનો કીસ્સો લખવામાં આવ્યો છે —ગુલફામ

ભલા લખાણોની મરજત તુ દે,
દાસ્તાન આ લખવાને કઉવત તુ દે.

## બહાદુર બાનુ ગોશસ્પ.

એજનની માતાનુ આપુ છુ બયાન,
પહેલવાનની બેટી ખુદબી પહેલવાન
ન કામ હતુ તેને કોઇબી બીકટ,
સીહ સાથે લડવાનો ધરતી હીમત.
વાઘને તે સમજતી બકરી મીશાલ,
વરૂને કચડતી તેની ચુગાલ.
મોમ મીશાલ દબાવે પથર કઠણુ,
મસ્ત અને મીજાજી જાણે હુથણુ.
દમામી તોર અને ઉંચ બદન,
નાજુક તો ખરૂ પણ સંગીન તદન
ખુબસુરત પરી દેખાવ દીલચસ્પ,
રૂસતમની બેટી નામે ગોશસ્પ.
મીજાજે આકરીને કરતી તોફાન,
ઉછાછલી હુલડ જબરી મસ્તાન.
ડઠરે સઉ દાસી ને નોકર ને દાસ,
ડરી જાય જોઈ તેનો જબરો તરાસ.
સરો પરો કોઇનો તે રાખેબી નહી,
આડો સુખન કદી સાખેબી નહી.
મર્દ માફક થતી તે ઘોડે સવાર,

જંગલમા જઈને તે રમતી શીકાર
ડરની ન હુતી કાંઈ તે પર અમર,
મારતી તે વાઘ અને સીહ ને બબર

## લગન માટે શરત.

જવાનીમાં ખીલ્યુ જયાર તેનુ જોબન,
વીચાર થયો કરવાને તેના લગન.
શાદીનો જયારે આમ થયો વીચાર,
ખબર તે પડી એક મપાટે બહાર
ગોશસ્પ સાથ શાદી કરવાને કાજ,
ઉડાવવા તેણીના નખરા ને નાઝ.
ઘણાએ બાંધી દીલમા ખુદ આશ,
બનવાને નીકળ્યા ઘણાઓ ખાસ
સરદારો શુરાઓ સીપાહ પહેલવાન,
રહીસો ને અમીરો બહાદુર જવાન
પરણવા કાજે તે થયા તઇયાર,
માંગાંઓ આવ્યાં સાંજને સવાર.
ઘરેઘર ચાલે વાતજ રાત દન,
"બાનુ ગોશસ્પનાં થાય છે લગન."
ઘણાઓ બંદગીને કરે નેમાઝ,
દુવા માંગે ઉમેદની ફતેહને કાજ
ઘણાઓ દેખાડે દોલતનો ઢગ,
ઘણાઓ ચલાવે ભારી લાગવગ.

ગોશેસ્પે જોઇ જયારે આવી ધમાલ,
કીધો તે તાઝાની છોકરીએ ખ્યાલ.
" તાબેદાર ખાવ દની બનશે હું નહી,
" સરદાર તેને કદી ગણુશે હું નહી.
" પહેલવાનની બેટી હું ખરી મગરૂર,
" મરદની સ ગતથી રહેવશે હું દુર "
તરતજ તેણીએ આપી ખબર,
" ઉમેદવાર સઘળાને કરૂં છ જાહેર.
" હાથ મારો જે એ કોઇ માંગતા હશે,
" મનકાજે આશા જે બાંધતા હશે.
" તેમને હુ કરૂ છું ખબર તુરત,
" મારી છે ખાશો આમ કાજ શરત
" લેવશે હુ પોતે તપાસ ખુદ બ ખુદ,
" બીજાની તપાસ ગણુ બેવજુદ.
" દીવાન ખાનુ મારૂ આરાસ્તા કરશે,
" મજલીસે ખાશ ત્યાં હુ એક ભરશે
" ગાલીચો મોટો એક બીછાવશે હુ,
" સઘળાને તે ઉપર બેસાડશે હુ.
" ગાલીચો પકડીને ખેંચી કહાડશે,
" બેઠેલા સઘળાને ઉઠલાવી નાખશે.
" જોરાવર હશે જે ખરો સરદાર,
' બેસી તે રહેશે સાબુત ઓસ્તવાર.
" ઉઠળાશે નહીં જે મારે હાથે,

" ખાવદ ગણી જાવશ હુ તેની સાથે.
" ફતેહ જો મેળવશે કોઇબી ધણી,
' મહેરદાર હું બનશ શોહર ગણી
" ગણશ હુ તેને મજ લાયક શોહર,
" ભાઇ મારા ગણશ હું બાકી દીગર
" કબુલ જને હોય આએ મારી શરત,
" તપાસ આ આપવાની ચાલે હીમત,
" ધરાવતો હોય જે દેલાવર દીલ,
" આવે તે ભલે મારે મહેફીલ
" નબળાનુ નથી મજ ઘરે કાંઇ કામ,
" દુરથી બસ તેને તો કરવી સલામ."
બહાર પડી જયારે ત્યાં આવી શરત,
જાણીને થયા ઉમેદવારો અચરત.
ઘણાઓ જાણી નાસીપાસ થયા,
ઘણાઓ હાથ ચોલી નીરાશ થયા.
ઘણાઓ શરત ન રાખી મજુર,
ઘર અને ગામથીબી થઈ ગયા દુર.
ઘણાઓ બરબડી ગુસ્સે થયા,
ઘણાઓ ખોફ ધરી ડરી ગયા.
ઘણાઓએ દીલને સમજાવી લીધું,
બહાનુ લઇ મનને મનાવી લીધું.
કરવા ખુદ પોતાનાં દીલને મગન,
કહયા કોઇ કોઇએ નીચલા સુખન.

"એવી છે ભારીને જબરી તુંડાઇ,
"શરત કબુલ કરવી છે ખરી હલકાઇ.
"એ તો છે ખરી મીજાજે મગરૂર
"એની મને શું પડી એટલી જરૂર?"
હુડી ગયાં આવાં બહાનાઓ કરી,
પણ બાતેનમાં હતી વાત આ ખરી,
કે ગોશેસ્પના બળની જબરી અસર,
જાહેર હતી સઉને પુરતી ખબર
જોર હતું બેહદ એમ જાણતા હતા,
થશે સઉ મહાત એમ માનતા હતા

## ગેવની ઉમેદ.

ગોદરેજનો બેટો ગેવ દેલાવર,
પેહેલવાન જે શુરો જવાન બહાદર,
સીપાહનો સરદાર જે બનવા લાયક,
જંગીને સંગી ખરો લડાયક,
ભલી ને સાચ્ચી ખુબવતી રીત,
લડાઇમાં મેળવેલી હજારો જીત.
ગોશેસ્પની મહોબતમાં થયલો અસીર,
શરત આએ સાંભળીને થયો દલગીર.
ગયો તે તરતજ રૂસતમની પાસ,
બેટી તેની મેળવવા દેખાડી આશ.
બોલ્યો તે "રૂસતમ વાત આ સાંભળ,

"બોલુ છુ જીગર મજ તારી આગળ,
"પડયો મજ જીગરે પ્યારનો જખમ,
"તુજ તેપર લગાડે રૂઝનો મલમ,
"તુ ચાહશે તો ખુશાલી હરઆન થશે
"મુશકેલી મારી સઉ આસાન થશે"
રૂસતમે કહ્યુ કે "શુ છે સવાલ!
"શુ તુ પર આવી છે એવી વબાલ!
"કહે મને સઘળો તારો હેવાલ,
"ગણું છુ તુને હુ બેટા મીશાલ"
ગેવ ત્યારે બોલ્યો ખુલ્લી જબાન,
"પીતા સમ પ્યારા જંગી પહેલવાન,
"બન મારો ખરો તુ હકીકી બાપ,
"ગોશેસ્પને લગનમાં મને તુ આમ
"સુખ અને કરાર મઈ બેઠો હુ ખોહી
"જીગરથી થયો છુ એની પર મોહી
"ગોશેસ્પ જો ન કદી મને મળે,
"જીંદગીબી થાય મારી આખર બલે.
" સુખ મને બક્ષવાની મેહેરબાની કર,
" દામાદ મને ઠરાવી, પાસબાની કર,
" પુરો કર મારો તુ એટલો સવાલ,.
" ઉપકારી થવશ હુ મહાકાળ"

## ગેવ માટે રૂસતમનુ મત

રૂસતમે કહ્યુ, "છું હુ નાચાર,
" ગોશેસ્પ છે બડી તોફાની નાર,

" ફરે છે હમેશ એ બોલતી હસ્તી,
" ઠારે ઠાર કરતી એ તોફાન મસ્તી
" જુરા બંધ કરે છે કસુરને વાક
" અસર ન કરે કોઇ ધમકી કે ધાક,
" બોલ એક પકડે તો મુકતી નથી.
" શરત જે કરે તે ચુકતી નથી,
" લડાયક બહાદુર તુ છે બી શુરો,
" સદ્ગુણો ભલામાં છે તુ પુરો.
" નીતીવંત પુરો તુ છે પરહેજગાર,
" દાંધવના રહયા છે તારો સંસાર
" મયાળુ બનીને રાખે છે તુ સંગ,
" દેખાડે છે બહાદુરી મયદાને જંગ
" તોખમ તારી ઉંચ-ઉંચી ઓલાદ,
" કીર્તીવંત કુટુંબનો તુ છે નેકજાદ
" બેરાદરો તારા સઉ શુરવીરો છે,
" ઈજ્જતદાર કુટુંબનો નબીરો છે
" તુજ જીગરે વસે છે દયાને મેહેર,
" મર્દની ખુબસુર્તી છે તારે ચહેર.
' જો તુને બનાવુ હું મારો દામાદ,
" બેશક તો થવશ હુ જીગરથી શાદ
" ગોશેસ્પની શરત છે એવી બુરી,
" મુશ્કેલ છે કરવી ને સેહેવે પુરી
" શરત જો તુ અગર પુરી કરે,

" અલબતા મારો તુ દામાદ ડરે."
ગેવ ત્યારે બોલ્યો થઇને દલગીર,
" દેખાડ ઓ રૂસતમ કાંઇબી તદબીર.
" સમજ નહી પડતી કે હુ શુ કરૂ,
" જોર એનું જોયુ છે ભારી જબરૂ.
"સપાટે સઘળાને ખેચી લેશે,
" તડાકે સઉને એ ફેકી દેશે
"ગલીચા પર હુબી જો બેસશ અગર,
"ઉડી જવશ જાંણે એક નાનો પથર
"સઉનો જે હાલ, તે મારો થશે,
"જોર અને કીર્તીની આબરૂ જશે
"અક્કલથી આપે તુ કાઇબી મદદ,
"મુશકલીઓ સઘળી થઇ પડે રદ,
"નથી કરવાનુ બળનુ કાંઇ કામ,
"અજમાવવુ છે કળનુ કાંઇ કામ
"બાંવી છે મે તો તુજ પર ઉમેદ,
"દુર કર તુ મજનો ગમ અને ખેદ
"બેટીને પટાવી કાંઇબી સમજાવ,
"દાયુકતી તુ અક્કલથી સાબુત લડાવ"

## મસલહત.

રૂસતમે કીધો બહુ લાંબો વીચાર,
ખ્યાલ એક આવ્યો તેને તે વાર,

ગેવને એક યુકતી સમજાવી તરત
બોલ્યો કે "શરત છે બેશક સખત,
"પણ કરશો જો મારી સલાહપર અમલ,
"શરત પાર પાડવાનુ થશે સવલ"
બને એ ચલાવી મસહલત તે વાર,
રૂસતમે કહયો ખુદ યુકતીનો સાર.
યુકતી આ ગેવે બહુ પસંદ કીધી,
ખુશી થઇ રૂસતમથી રૂખસદ લીધી.

## પસંદગીનો અખાડો.

દુલ્હાની પસંદગીનો આવ્યો દહાડો,
મલ્યો ત્યાં મોટો ભારી અખાડો
ગોશસ્પને મેલવવા બાંધીને આશ,
ભેગા થયા જવાનો સઘળા ચોપાસ.
ઇરાની ગાલીચો બીછાવ્યો હતો,
મજબુતને સંગીન બનાવ્યો હતો
ગાલીચા પર બેઠા ત્યાં ઉમેદવાર,
ભપકાને દમામનો ન કાંઇ શુમાર.
પોશાકની સાથે ફાંકડા હથ્યાર,
મર્દાની ભપકાનો હતો સણગાર.
દખલનો વખત જ્યારે થયો આખર,
આવ્યો ગેવ ત્યારે મેહફીલ અંદર
બેઠો તે ગુપ ચુપ છેક નાકે જઇ,

અંદાજથી પોતાની જગા ત્યાં લઇ
કહાડયુ તેણે તરત પોતાનુ ખંજર,
કાપ મુકવા માંડયા ગાલીચા અંદર
ગાલીચા પર રોકી'તી જગા જેટલી,
રાખી તે સલામત તેણે તેટલી
બેઠકનો ભાગ તેણે કાપી નાખ્યો,
આખા ગાલીચાથી અલગ રાખ્યો
ખેંચાયુ નહી ત્યાં કોઇનુ બી ધ્યાન,
સઉ હતા પોતાના વીચાર દરમ્યાન
આમદની બાંગ તે વારે ત્યાં થઇ,
આવીને ગોશસ્પ ત્યાં ઉભી રહી.
સઘળાઓએ નમીને કીધી સલામ,
ગોશોસ્પ ત્યાર બોલી એવા કલામ,
" આ ગાલાચો પકડીને ફેકી દેવશે,
" બેસી જે રહેશે હુ તેને લેવશ
" વાંધો કાંઇ નીકલશે અત્રે અગર,
" ચુકાદો આપશે તો મારો પદર,
" તે ચુકાદો છેવટનો ગણીશુ સઉ,
" તાબે તેને થઇને નમીશુ સઉ"
સઉ બેઠા દબાઇને થઇને મકકમ,
ખેંચીને છાતીમાં જોશભેરે દમ
ગોશોસ્પ આ જોઇને જરા હસી,
રમુજને . મસ્તી ખુદ દીલે વસી,

આસપાસ સઘળા પર નજર કરી,
ગાલીચાનો છેડો હાથમાં ધરી.
ઘડીભર દમ લેવા જરા અટકી,
ગાલીચો નાંખ્યો સપાટે ઝટકી.

## ભપકા દમામની બરબાદી

પાથર્યો હોય જાણે નાનો રૂમાલ,
નાંખી હોય તે ઉપર ચણાની દાળ.
ઉડારી નાંખે જેમ નાનું બાળક,
ઉડી ગયા બેઠેલા તેની માફક.
એકક પર ઉછલાઇને પડી ગયા,
સઉ ગોલાંત્યાં ખાઇને ગબડી ગયા,
ઉડીને પડયા દુર જવાનો કુળ,
પછાડાઈ ગોયા તે ફરસની ધુળ.
પટકાઈને પડયા ને ઉડી ગઇ સુજ,
હુસાહુસની ચાલી ત્યાં ભારી રમુજ.
કોઇએ તો ખાધી ગોલાંત અધ્ધર,
કોઇનું તો ડાચું ને રંગાયું સર.
કોઇના તો દાંત વળી ગયા તુતી,
કોઈની તો સાબુત નસકોરી ફુટી.
કોઇનો તો પગ અને લચકાયો હાથ,
કોઇને તો લાગી બીજાની લાત.
કોઇની તો ઉડીને પડી કોલાહ,

કોઈની તો ફાટીને ચુડાઈ કબાહ
કોઈનો ભપકોને મચળા દમામ,
પીખાઈ ચુડાઈને થયો તમામ

## ગેવની ફતેહ.

ગેવ તો એઠેલો ત્યાંજ રહી ગયો
જીત મેળવી ખુશીમાં ઉભો થયો
ગેવની આ હતી જીત યાતો હાર,
તેની ત્યાં નીકળી તરત તકરાર
રૂસતમે ત્યારે નીવેડો કીધો,
ગેવની તરફેણમાં ચુકાદો દીધો
ચુકતીમાં હતી આ ગેવની સફાઈ,
ગોશેરપને લાગી તે સરયામ બુરચાઈ
બાપના ચુકાદાને તાબે તે થઇ,
નમાવી સર તે ગેવ પાસે ગઇ
વાંધો તે કશોબી લઇ નહી શકી,
વીરૂધમા સુખન બી નહી કહી શકી
ઠરાવેલો પોતેજ જેને લવાદ,
ચુકાદો તેનો કેમ કરે બરબાદ?
ગેવ સાથે થયાં ધામધુમથી લગન,
સાસરાંને મહીરાં સઉ થયા મગન.

## ગેવની નવી જંજાલ

પીતાની છોડી ગોશસ્પે પનાહ,
પણ ખાવંદને પોકરાવી બીશ્યાર તોબાહ

દીન આખર થઇને પડે જ્યારે રાત,
ખેલવતમાં જતી તે ખાવંદ સગાત.
જોર કરી ગેવને પકડી લેતી,
હાથ અને પગ તેના જકડી લેતી.
પલંગની હેઠળ તે નાંખતી તેને,
સારી રાત તેમજ તે રાખતી તેને
સુરજ જયારે ઉગે ને પડે સવાર,
ત્યારેજ તે ગેવને કહાડતીતી બહાર.
દીવસો આમ જયાર વીતયા ઘણા,
ગેવની આશાઓ થઇ ગઇ ફના
શરમથી ચુપ રહીને ફર્યાં કીધો,
સમારી જ જાળથી બલ્યા કીધો.
આખરે ગેવ તો કંટાળ્યો બેહદ,
રૂસતમ પાસ ગયો માંગવા મદદ.
રૂસતમ આગળ વાત સઘળી કીધી,
વાત સાંભળી રૂસતમે રમુજ લીધી,
બોલ્યો, "મજબેટી બહુ તોફાની છે
" હયરાન કરે તેવી એ મસ્તાની છે,
" પણ મર્દની મરોડી ફાવશે આખર,
" ઠેકાણે લાવશું ન કર તું ફકર "

## દાસીને હુકમ.

જોશેસ્પની હતી એક દાસી જવાન,
આપવા તેણીને ખુદનું ફરમાન,

તહેમતને બોલાવી પોતાની પાસ,
ફરમાવ્યું તેણીને ખાનગીમાં ખાસ.
" હુકમ મારો સાંભળ ખાનગી તમામ,
" ગોશેસ્પ જયારે જાય ખાને હમામ.
" બાજી મારી ત્યારે તું સાચવી લેજે,
" કપડાં તેણીના તું ઉચકી લેજે.
" કપડું એક ના રાખતી તેની પાસે,
" બંધ કરજે બારણા ન તે નાસે.
" બોલાવે તને તે મારીને સાદ,
" પોકારે ઉઠાવી જબરી બરાડ,
" ગુસ્સાની ચહડેબી જોશ ભેરે જુમ,
" ગાલોબી દઇને મારે તે બુમ,
" ખબરદાર ! તેની પાસ જતી તુંના,
" નજદીકમાં કેહેબી રેહેતી તું ના.
"તેડું હું ત્યારે તું પાછી આવજે,
"કપડાં સઉ તેના તું સાથે લાવજે.
"બજાવવા કામમાં ન કરશે તું ખામ,
"તુજને હું આપશ કીમતી ઇનામ."
દાસીએ કહ્યું, "રૂસતમ નામદાર
"હુકમ તું જ આગળ નમે છે સર.
"ફરમાન મુજબજ કરશ અમલ
"તાબે-એ-ફરમાન છું તારી આગળ."



## હમામખાનું.

તલું થયો જયારે બીજો એકદન,
ગેવ સાથે ચાલ્યો ત્યારે તહેમતન.

ગોશેસ્પના મહેલમાં આવી પુગા.
અવાજ ન કીધો—રહયા મુગા.

દાસીને બોલાવી ઇશારત કીધી,
વાત સઘળી તેણીથી પુછી લીધી.

દાસીએ કહ્યું, "દલેર રૂસતમ,
"બજાવ્યો તારો મેં પુરો હુકમ."

જયાં હતું મહેલનું હમામ ખાનું,
અંગોલ ત્યાં કરતીતી ગોશેસ્પબાનું.

બને ત્યાં ગુપચુપ ચાલી ગયા,
દરવાજે ઘડી ભર ઉભા રહ્યા.

સપાટે ખુલ્યો દરવાજો એકદમ,
ઉભા જઇ બને ગોશેસ્પ સનમ.

ગોશેસ્પની હતી હાલત નગન,
હતું ખુલ્લુ તેણીનુ રૂપેરી તન.

મર્દાને એકદમ ત્યાં આવેલા જોઇ,
ચીશ પાડી ઉઠી સુધ બુધને ખોહી.

શર્મથી બની સરતાપા લાલ-લાલ,
કીરમજ બન્યા કપાળને ગાલ

## આવંદનો સાહયો

ગેવની પડોશમાં દોડી તે ગઈ,
સાહયો ગેવનો ખેંચીબી લઈ,



જામાની અંદર તે સમાઈ ઉભી,
ગેવના બદનસે દબાઈ ઉભી
ચહડી તેને ખફગીની ખાફ ભરી ઝેણુ,
બોલી તે ગુસ્સાથી ફરવીને નેણુ.
" રૂસતમ ઓપદર ઓ મારા બાપ,
" નીરલજ તુ બનીને કરે છે પાપ
" બેટીની લાજનો રે નથી વીચાર,
" બનાવેછ બેટીને આવી શર્મ સાર
" બેટીને સતાવી કરેછે ગેલ,
" આવો તુ બને છે હાયરે બદફેલ ?
" ખુદાનો નથી તુ કરતો કાંઇ ડર,
" શરમ તુ કર લાજ જરા ધર."

## પીતાની શીખામણ.

રૂસતમ ત્યારે બોલ્યો " બેટી પ્યારી,
" આંખોના નુર-હયાતી મારી —
" નથી હુ નીર્લજ નથી બદફેલ,
" દેખાડુ છ તને હુ કુદરતનો ખેલ
' પડયો જે ધીલો તે વાળુ છુ ગાઢ,
" સંસારી સમજનો શીખવુ છુ પાઠ.
" હુ તો છુ બાપ આજે ખાવંદ તારો,
" કાંય લીધો નહી તેં જામો મારો ?
" કાય તુ દોડી ગેવની પડોશ ?

" કાંય ન તુ આવી મારી આગોશ?
" કાય તુને દેખાયો મારો ગુનાહ ?
" કાંય તે લીધી ગેવની પનાહ ?
" એજ છે કુદરતી કાયદો ખરો,
"બાપથી નહીં, ખાવદથી ફાયદો ખરો.
" બાપ તો બેટીનો પરાયો છે,
" ખાવદ તો જીગરમાં સમાયો છે
" સદા તુને એમજ હયા રહેવાનુ છે
" શોહર સાથ દુખ સુખ સ્હેવાનું છે,
" એનોજ છે જામો તુજ આધારને કાજ
" એજ તારી જાળવશે નીતી ને લાજ,
" એને તું આપ હવે જીગરને પ્યાર,
" બની રહે વફાદાર ભલી મોહરદાર.
" ચોંહત્યા છે તારે કપાળે કાન,
" કાપી ના નાખ–આપ તેને માન
" એજ તારાં તન અને સરની શોભા,
" બની જા તુ એનાં ઘરની શોભા "

## ભલી શીખામનની અસર

ગોસરૂપ આ સાંભળી ઉભી શરમાઇ,
બોલી તે " કીધી મેં ખરી મુર્ખાઇ.
" ખરૂ છે આજે હું શીખી ધડો,
" ખાવંદ છે દુનીઆમાં સઉથી વડો.

" માફ કરજે, ગેવ મને હુ તો ભુલી,
" મુર્ખાઇને તુ ડાઇમાં ગઇછું ફુલી,
" દરગુજર્ કાજે તું મારી ખામો.
"આશ્રા કાજ આપ મને તારો જામો."
ગેવે ત્યાર કહ્યું, " પ્યારી મારી,
" જોશે તુ મારાથી વફાદારી,
" છુ હુ તારોને તારોજ સદા,
" તુ જ તરફ કરશ મજ ફર્જો અદા"
બનેએ જોડયા એકકસે હાથ,
સુખોમાં રહયાં તે સપજની સાથ.
આ જોડાથી થયો પેદા બેજન,
માતાના જેવોજ બહાદુર તદન.
પીતાના જેવોજ દલેર પહેલવાન,
હીમતે પુરો મમાવા સમાન.

## છેલ્લું નમન.

પુરી થઇ છે મહેનત અત્રે મારી,
ખુદાએ દીધી છે મજને યારી,
નમે છે મારૂ સર ખાકસાર,
બનીને જીગરથી શુકર ગુજાર.
પુરાં હું કરૂં છું અત્રે કલામ,
પરવરની પનાહમાં નમે છ ગુલફામ.

૧

# માયજી અને બાવાજી વચે થયલી વાતચીત.

(સાંભળનાર—દીકરાજી જાંગુ જોલા પોતે.)

**માયજી**—આપરો જાગુ અગાઉ તો દર બુધવારે અને શનીવારે રાતના આંઠ વાગે જમીને જતો તો ને છેક રાતના બે વાગે આવતો તો ને હવે તેમ જતો નથી તેનુ કારણ શુ !

**બાવાજી**—તુ નહી સમજી! દર બુધવારે ને શનીવારે અગાઉતો જાગુ નાટક જોવા જતો તો ને તે ઘેલું લાગુતું.

**માયજી**—પણ તહારે એમ તે બધુ છોડીને જુભ-રાયો એમ સુધરી કેમ ગીયો! તમે શીખામણ દીધી હોશે?

**બાવાજી**—મે શીખામણ નથી દીધી પણ નોવેલટી નાટકશાળાવાળા એક્ષેલસીયર, સીનેમેટોગ્રાફવાળાએ શીખા-મણ દીધીછ. એ સીનેમોટોગ્રાફ એવો છે કે એક કલાકમાં ૭ નાટક દેખાડે. આખી દુન્યામાં બનતા બનાવોની સમજ આપે, રમુજ આપે; જ્ઞાન આપે; અકલ આપે અને ફકત એકજ કલાકમાં એવી મોજ ને ગમત આવે કે ૫૦ નાટક તેની આગળ પાણી ભરે.

**માયજી**—તો ઓ વાય, મને તે જોવા લઇ જાઓ.

**બાવાજી**—મેં ઠરાવ કીધોછ કે હવે દર અઠવાડયે નવો નવો પ્રોગ્રામ જોવા એક્ષેલસીયરની મુલાકાત લેવી તુને બી દર અઠવાડયે લઇ જવશ. સીનેમેટોગ્રાફ જોવો તે એક્ષ-લસીયરનોજ. નામ જેવું છે તેવુંજ કામબી છે

૩

# પરોઢયાંમાં જાગતાંજ તમોને
# તાજગી બક્ષનારી ચીજ શું ?

## મગમગતી સવાદીસ્ત ગરમા ગરમ
## ચાનુ એક કપ

સઘળી ચા કાંઈ એક સરખી હોતી નથી કોઈ
ચાને નામે ભુસું હોય છે તો કોઇ વળી
ખરી ઉંચી અને ઓરીજીનલ-ટી હોય છે.

## યુ. કે. ટી. ના એકલા એજંટ

# બી. પેસતનજીની

## દુકાનેથી ખરી અને અસલ
## ચા ખરીદજો.

દરેક મેકર અને જાતની ચાના ડાબડા
તઈયાર છે અને છુટક પણ મોજુદ છે.

# લેત્રા સાહેબો ! આએ પરણતાં જોડાંની સલામતી !

લગનની મેજબાની ઉપર ઉપલા બુમ બરાડા
તમોએ ઘણી વાર સાંભળયા હશે

તેમજ તમોએ પણ ઘણીવાર ઉપલી સલામતી
લેવાને કાંજ બ્રેંડી વીસ્કીના ગલાસ ઉઠાવ્યાં હશે

અને વળી તે બ્રેડી વીસ્કી સાથે સોડા
લેમોનેડ તમોએ નોશ કર્યાં હશે
અલબતાં તમારી ખાત્રી થઇ ચુકી હશે કે,

## ડયુક એંડ સન્સ

**વાળો સોડા, લેમોનેડ, રેઝબરી, પીકમીઅપ**
વગેરે "**એરેટેડ વોટર્ઝ**" ની આજે જોડી નથી,
થર્સ્તો—સર્વથી છેલ્લી શોધનુ તાઝગી અને
રાહત આપનારૂ સ્વાદીસ્ત પીણુ—**થર્સ્તો**

## ડયુક એંડ સન્સ.

**હમમ સ્ત્રીટ—કોટ.**

૫

# ચોંઇ દરજીના દહાડા હવે વહી ગયા.

**હવે તો હાઇકલાસ ફેશનેબલ ડીઝાઇન અને કુટ દગલા પાટલુન માટે જોઇયે.**

**ડી૦ વાડીલાલની દુકાને** સર્વથી છેલ્લી ફેશનનો સઘળો માલ અસબાબ મળે છે એમ જાહેર થઇ ચુકયુ છે.

બાનુઓ માટે કપડાં, કાપડ, લેસ, રૂમાલ, વગેરે જે જોઇયે તે હાજર છે.

ગ્રહસ્થોને માટે ટોપી અને હેટથી તે છેક પગના મોજાં સુધી દરેક ચીજ મોજુદ છે.

## ડી૦ વાડીલાલની કંપની–

**કાલબાદેવી**

**ભરૂચાં બીલડીંગ.**

આખી દુન્યામાં—સંસારમાં—વહેવારમાં— ઘરના
કારોબારમાં રાજ કોણનુ !

બેશક બઈરાંઓનુ—બાનુઓનુ—હાથની ધરતીઓનુ
અને તે બાનુઓને રાજ ચલાવવામાં સુખ
સગવડ અને કરકસરની બાબતમા
મદદ કોણ આપે છે ?

અલબતાં પેલા હોર્નબી રોડવાળા

# જમશેદજી માણેકજી કાપડયા

જમશેદજી માણેકજી કાપડયાની—હોર્નબી
રોડ ઉપર—કોટ મધે આવેલી દુકાન આજે
આખી પારસી કોમને જાણીતી અને
માનીતી છે તેનુ કારણ શુ !

એક ફેરો તે દુકાને મારી આવો અને ખાત્રી કરો
કે રેશમી ચીનાઇ જાપાનીઝ અને વેલાતી
કાપડમાં—બાનુઓને બરના માથાથી
તે પગના બુટ સુધીના સઘળા
શણગાર પુરા પાડવામાં આ
દુકાન સરવોત્તમ છે.

# કોરોનેશન મ્યુઝીક ગાઈડ.

## નાં૦ ૪૪, ફ્રીયર રોડ, ફીરદોસ મ્યુઝીક કલાસ, કોટ, મુંબઈ.

રચનાર–રૂસતમજી બરજોરજી છાપગર.

મારી રચેલી "ફીરદોસ મ્યુઝીક ગાઈડ"ની બીજી આવરૂતીની પણ થોડીજ નકલો બુકસેલરોને ત્યાં બાકી રહેલી હોવાથી મેં ઉપલાં નામની ગાઇડ છાપવી શરૂ કીધી છે. તે થોડા વખતમાં બહાર પડશે. આજ કાલ ઘણા ખરા નાટકોનાંજ ઉતમ ગાયનોનો શોખ ધરાવના હોવાથી આ ગાઈડમાં આગળનાં તેમજ હાલના ઉતમ ઉરદુ તેમજ ગુજરાતી ખેલોનાં તેમજ બીજા સારા સારા જાણીતા નાટકોમાંથી તદદન નવાજ ૧૫૦ ગાયનોનુ સારેગમ નોટેશનનુ આગળના જેવુજ મોટી સાઇઝનુ પાકકી બાઇનડીંગનું સોનેરી હરફોમા એમબોસ કીધેલુ સુંદર દલદાર પુસ્તક બનાવવામા આવશે. છેલ્લે ૨૫ ગાયનો ગુજરાતીમાં ઇશવરી સ્તુતી યાને ભજનોની માફક ગાવા લાયક દરેક ઘેરેઘેર ગવાતી સારી જાણીતી રાગ રાગણીઓમાં તેપણ વળી સારેગમ નોટેશન સાથેજ મુકવામા આવશે. પ્રથમ અનેક આરોહી અને અઉરોહી સારેગમો તથા તીવર અને કોમળ મળી ૧૨ સવરોની જુદી જુદી સારેગમો તથા દરેક સંપુરણ વાજીંત્રની સમજણ પણ આપવામાં આવનાર છે.

આગળની માફકજ આગળથી નામ નોંધાવવાની કીંમત રોકડેથીજ રૂ. ૧ તથા બહાર પડયા પછી રૂ. ૧ાા રાખી છે. ટપાલ ખરચ ચાર આના વધુ. મેહેરબાની કરીને નીચલે ઠેકાણે નામ નોંધાવો.

રચનાર–રૂસ્તમજી બરજોરજી છાપગર,
કોટ અને મેસરસ જાહાગીર કરાણીના છોકરાઓ,
બુકસેલરસ, પારસી બજાર, કોટ, મુંબઇ.